# હજ્જની હકીકત

## (ખુત્બાત- ભાગ ૫)

• લેખક •
મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદી (રહ.)

• અનુવાદ •
ઝહીરુદ્દીન શેખ

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| | પ્રસ્તાવના | ૪ |
| પ્રકરણ ૧. | હજ્જ | ૫ |
| પ્રકરણ ૨. | હજ્જનો ઇતિહાસ | ૧૭ |
| પ્રકરણ ૩. | હજ્જના ફાયદાઓ | ૨૯ |
| પ્રકરણ ૪. | હજ્જનું વૈશ્વિક સંમેલન | ૩૭ |

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તક 'હજ્જની હકીકત' લેખકના મૂળ ખુત્બાઓ (પ્રવચનો), જે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયા હતા, તે 'ખુત્બાત' (ઉર્દૂ)ના પાંચમા પ્રકરણનો અનુવાદ છે.

મૂળ પુસ્તકમાં ઈસ્લામી વિશ્વના એક મોટા આલિમ (વિદ્વાન) મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદી (રહ.)ના તે ખુત્બાઓને એકત્ર કરીને પ્રકાશિત કરવામાં આવ્યા છે, જે તેમણે ઈ.સ. ૧૯૩૮માં 'દારુલ ઈસ્લામ' પઠાનકોટ (પંજાબ)ની જુમ્આ મસ્જિદમાં અલ્પ શિક્ષિત સામાન્ય મુસલમાનો સમક્ષ આપ્યા હતા. આ પ્રવચનો એટલી સરળ અને પ્રભાવશાળી શૈલીમાં ઈસ્લામના પાયાના શિક્ષણને તેની ભાવના સાથે પ્રસ્તુત કરવામાં આવ્યા છે કે તેને સાંભળીને અથવા વાંચીને અસંખ્ય લોકોના જીવન સુધરી ગયા અને તેઓ બૂરાઈઓ છોડવા અને સદ્કાર્યોને અપનાવવા પર મજબૂર થઈ ગયા. આમાં મુસલમાનો પણ છે અને બિનમુસ્લિમો પણ.

હજ્જ ઈસ્લામના પાંચ સ્તંભામાંનું એક છે. તે ઈબાદતનું વ્યાપક સ્વરૂપ છે. આ ખુત્બામાં મૌલાનાએ હજ્જની વાસ્તવિકતા વિશે જે પ્રકાશ પાડ્યું છે તે પ્રશંસાને પાત્ર છે. આ પ્રવચનોની આ જ ખૂબીઓને કારણે દુનિયાની અનેક ભાષાઓમાં તેના અનુવાદો મોટી સંખ્યામાં પ્રકાશિત કરવામાં આવ્યા છે અને તે બધા અત્યંત લોકપ્રિય થયા છે. અત્યારે ગુજરાતી અનુવાદ આપની સમક્ષ મૂકતાં આનંદની લાગણી અનુભવું છું.

**ઈસ્લામી સાહિત્ય પ્રકાશન** છેલ્લા પાંચ દાયકાઓથી ઈસ્લામી શિક્ષણ પર આધારિત પુસ્તકો તૈયાર કરવાની સેવામાં લાગેલ છે. આ પુસ્તકને આપ સૌની સેવામાં પ્રસ્તુત કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, તે બદલ અલ્લાહનો આભાર વ્યક્ત કરીએ છીએ. આશા છે કે આ પુસ્તિકાના અધ્યયનથી ગુજરાતી ભાષી મુસલમાનો અને અન્ય દેશબાંધવો પણ ઈસ્લામની બુનિયાદી આસ્થાઓ વિષે સારી રીતે સમજ કેળવી શકશે અને પોતાના જીવનની સુધારણા માટે મદદ અને પ્રેરણા પણ મેળવી શકશે.

પ્રમુખ,
શકીલઅહમદ રાજપૂત
ઈસ્લામી સાહિત્ય પ્રકાશન

# પ્રકરણ – ૧

# હજ્જ

મુસલમાન ભાઈઓ ! અગાઉના પ્રવચનોમાં નમાઝ-રોઝા અને ઝકાત વિષે તમને વિગતવાર બતાવવામાં આવ્યું છે કે આ ઇબાદતો મનુષ્યના જીવનને કેવી રીતે ઇસ્લામના બીબામાં ઢાળે છે અને બંદગી માટે તૈયાર કરે છે. હવે ઇસ્લામની 'ફર્ઝ' (અનિવાર્ય) ઇબાદતોમાંથી માત્ર હજ્જ બાકી છે, જેના ફાયદાઓ મારે તમારા સમક્ષ વર્ણવવાના છે.

## હજ્જનો અર્થ :

હજ્જનો અર્થ અરબી ભાષામાં 'ઝિયારત' (દર્શન)નો ઇરાદો કરવાનો થાય છે. હજ્જમાં દરેક જગ્યાએથી લોકો કા'બાની ઝિયારતનો ઇરાદો કરે છે, તેથી તેનું નામ હજ્જ રાખવામાં આવ્યું છે.

## હજ્જની શરૂઆત :

સૌથી પહેલાં આની શરૂઆત જે રીતે થઈ, તેની વાત બહુ જ બોધપ્રદ છે. આ કિસ્સો ધ્યાનથી સાંભળો, જેથી હજ્જની હકીકત તમને બરાબર સમજાઈ જાય. ત્યાર પછી તેના ફાયદાઓને સમજવામાં સરળતા રહેશે.

## હઝરત ઇબ્રાહીમ અલૈ.ના જમાનાની પરિસ્થિતિ :

કોઈપણ મુસલમાન, ખ્રિસ્તી કે યહૂદી એવો નથી, જે હઝરત ઇબ્રાહીમ અલૈ.ના નામથી અજાણ હોય. દુનિયાની બેતૃતિયાંશ કરતાં વધુ વસ્તી એમને પોતાના નેતા માને છે. હઝરત મૂસા અલૈ., હઝરત ઈસા અલૈ. અને હઝરત મુહમ્મદ સલ્લ. ત્રણેય એમના જ વંશજોમાંથી છે. એમની જ સળગાવેલી જ્યોત વડે સમગ્ર દુનિયામાં માર્ગદર્શનનો પ્રકાશ ફેલાયો છે. ચાર હજાર વર્ષ પહેલાંની વાત છે, જ્યારે તેઓ

ઈરાકની ભૂમિ પર જન્મ્યા હતા, તે વખતે આખુંય જગત ખુદાને વિસરી બેઠું હતું. ધરતીના પટ ઉપર એક પણ મનુષ્ય એવો ન હતો, જે પોતાના સાચા માલિકને ઓળખતો હોય અને માત્ર તેના જ સામે આજ્ઞાપાલન અને બંદગીમાં માથું ઝુકાવતો હોય. જે કોમમાં તેઓ જન્મ્યા હતા, તે એ જમાનાની સૌથી વધુ વિકસિત કોમ હતી, પરંતુ ગુમરાહી-પથભ્રષ્ટતામાં પણ તે જ સૌથી આગળ હતી. વિદ્યાઓ, લલિત કળાઓ અને હુન્નર-ઉદ્યોગ ક્ષેત્રે વિકાસ કરવા છતાં એ લોકોને આટલી નાની વાત સૂઝતી ન હતી કે મખ્લૂક (સર્જન) ક્યારેય ઉપાસનાને પાત્ર ન હોઈ શકે. એમના ત્યાં તારા અને મૂર્તિઓની પૂજા થતી હતી. જ્યોતિષ, ગેબ (અદશ્ય)ની વાતો કહેવી, મંત્ર-તંત્ર અને માદળિયા ખૂબ જ પ્રચલિત હતાં. આજ-કાલ હિંદુઓમાં બ્રાહ્મણો અને પંડિતો છે, તેવી જ રીતે એ જમાનામાં પૂજારીઓનો એક જુદો વર્ગ હતો, જે મંદિરોની દેખભાળ પણ કરતો, લોકોને પૂજાપાઠ પણ કરાવતો હતો. આ ઉપરાંત લગ્ન અને મૃત્યુ પ્રસંગની વિધિઓ પણ કરાવતો અને અદશ્ય અને ગેબની વાતો કહેવાનો ઢોંગ પણ કરતો હતો. સામાન્ય લોકો તેના સકંજામાં એવા ફસાયેલા હતા કે એમને જ પોતાના સારા-નરસા ભાગ્યના માલિક સમજી બેઠા હતા. એમના જ ઈશારાઓ પ્રમાણે વર્તતા હતા અને મૂંગા મોઢે એમની ઈચ્છાઓની તાબેદારી કરતા હતા, કેમ કે તેઓ એમ સમજતા હતા કે દેવતાઓના ત્યાં આ પૂજારીઓની પહોંચ છે. આ લોકોની ઈચ્છા હશે, તો જ દેવતા અમારા ઉપર પ્રસન્ન થશે, નહિં તો અમે બરબાદ થઈ જઈશું. પૂજારીઓના આ વર્ગ સાથે રાજાઓની સંતલસ હતી. સામાન્ય લોકોને પોતાના તાબેદાર બનાવી રાખવામાં રાજાઓ પૂજારીઓના સહાયક હતા અને પૂજારીઓ તેમના સહાયક. એક બાજુ રાજય પૂજારીઓને ટેકો આપતું હતું, તો બીજી બાજુ આ પૂજારીઓ પ્રજામાં એવી માન્યતા ઠસાવતા હતા કે રાજા પણ ખુદાઓ પૈકી એક ખુદા (દેવતા) છે જે દેશ અને પ્રજાનો સ્વામી છે, તેની વાણી કાનૂન છે તથા તેને પ્રજાના જાન-માલ ઉપર બધા જ પ્રકારના અધિકાર છે. એટલું જ નહિં, બલ્કે રાજાઓના સામે પૂજાની બધી વિધિઓ પણ કરવામાં આવતી હતી, જેથી પ્રજાના મગજ તથા હૃદયમાં એમના દેવતા હોવાનો ખ્યાલ બેસી જાય.

## હઝરત ઈબ્રાહીમ અલૈ.નું કુટુંબ :

એવા સમયમાં અને આવી કોમમાં હઝરત ઈબ્રાહીમ અલૈ. જન્મ્યા. મજાની વાત તો એ છે કે જે કુટુંબમાં તેઓ જન્મ્યા, તે પોતે જ એક પૂજારી-કુટુંબ હતું. એમના બાપ-દાદા પોતાની કોમના પંડિત અને બ્રાહ્મણ હતા. આ પરિવારમાં એ જ શિક્ષણ અને એ જ કેળવણી એમને મળી શકતી હતી, જે કોઈ પંડિતના પુત્રને મળે છે. આવી

જ વાતો બાળપણથી સાંભળવા મળતી હતી. એ જ પીરો અને પીર-પુત્રોના રંગ-ઢંગ પોતાના સાથીઓ અને કુટુંબના માણસોમાં જોતા હતા. મંદિરનું એ જ પીઠાસન એમના માટે તૈયાર હતું, જેના ઉપર બેસીને તેઓ પોતાની કોમના નેતા બની શકતા હતા. જે ભેટ-સોગાદ અને ચઢામણીઓ વડે એમનું કુટુંબ સમૃદ્ધ થઈ રહ્યું હતું, એ જ તેમના માટે પણ હાજર હતા. લોકો તેમના સામે પણ એવી જ રીતે હાથ જોડીને અને શ્રદ્ધાપૂર્વક માથું ઝુકાવવા માટે તૈયાર હતા. દેવતાઓ સાથે સંબંધ જોડીને અને અદૃશ્યની વાતો કહેવાનું ધતિંગ ચલાવીને તેઓ સામાન્ય ખેડૂતથી લઈને રાજા સુદ્ધાં સૌને પોતાના મહંતપણાના ફંદામાં ફસાવી શકતા હતા. આવા અંધકારમય વાતાવરણમાં એક પણ મનુષ્ય સત્યને ઓળખનાર અને માનનાર મોજૂદ ન હતો. ન તેમને સત્યનો પ્રકાશ મળી શકે તેમ હતો અને ન કોઈ સામાન્ય માનવીની તાકાતની એ વાત હતી કે આવા જબરજસ્ત અંગત હિતો અને કૌટુંબિક ફાયદાઓને ઠોકર મારીને માત્ર સત્ય કાજે દુનિયાભરની મુસીબતો વહોરવા માટે તૈયાર થઈ જાય.

## હઝરત ઈબ્રાહીમ અલૈ. દ્વારા સંબંધ-વિચ્છેદનું એલાન :

પરંતુ હઝરત ઈબ્રાહીમ અલૈ. કોઈ સામાન્ય વ્યક્તિ ન હતા. કોઈ બીજી જ માટીમાંથી એમનું સર્જન થયું હતું. સમજણા થતાં જ એમણે વિચારવા માંડ્યું કે આ સૂર્ય, ચંદ્ર અને તારાઓ, જે પોતે જ તાબેદાર ગુલામ બનીને પોતપોતાની કક્ષામાં ભ્રમણ કરી રહ્યા છે અને આ પથ્થરની મૂર્તિઓ, જેને માણસે પોતાના હાથે ઘડી છે અને આ રાજા, જે આપણા જેવા મનુષ્ય છે, કઈ રીતે ખુદા હોઈ શકે ? જે બિચારા પોતે જ પોતાની જાતે હાલી પણ શકતા નથી, જેમનામાં પોતાની જ મદદ કરવાની શક્તિ નથી, જે પોતાના મૃત્યુ અને જીવન ઉપર કાબૂ ધરાવતા નથી, એમના પાસે શું છે કે માણસ એમના આગળ માથું ઝુકાવે, તેમના પાસે પોતાની મુરાદો માંગે, તેમની શક્તિથી ડરે અને તેમની સેવા-ચાકરી અને આજ્ઞાપાલન કરે ? ધરતી અને આકાશની જે કોઈ વસ્તુ આપણને દેખાય છે અથવા જેનાથી આપણે પરિચિત છીએ, એના પૈકી કોઈ પણ વસ્તુ એવી નથી, જે પોતે કોઈની મોહતાજ ન હોય અને કોઈ બીજી શક્તિથી દબાયેલી ન હોય તથા જેનો ક્યારેય અંત ન આવ્યો હોય. જ્યારે દરેકે-દરેક વસ્તુની દશા આ જ છે, તો તેમાંથી કોઈ રબ કેવી રીતે હોઈ શકે ? જ્યારે તેમાંથી મને કોઈએ પેદા નથી કર્યો, ન તો તેમાંથી કોઈના હાથમાં મારા મૃત્યુ કે જીવન તથા મારા નફા-નુકસાનનો અધિકાર છે, ન તો કોઈના પાસે મારી રોજી અને જરૂરત પૂરી કરવાની ચાવીઓ છે, તો પછી શા માટે એમને પોતાનો રબ માનું ? શા માટે એમના આગળ બંદગીમાં માથું ઝુકાવું ? મારો રબ તો એ જ હોઈ શકે છે, જેના સૌ મોહતાજ છે અને

જેના તાબામાં સૌના જીવન અને મૃત્યુ તથા સૌના નફા-નુકસાન છે.

આ જોઈને હઝરત ઈબ્રાહીમ અલૈ.એ આખરી ફેંસલો કરી લીધો કે જે ઉપાસ્યોને મારી કોમ પૂજે છે, એમને હું કદાપિ નહીં પૂજું. આ નિર્ણય લીધા પછી તેમણે જાહેરમાં લોકોને કહી દીધું કે –

إِنِّي بَرِيءٌ مِّمَّا تُشْرِكُونَ ۝

"મારે એ સૌના સાથે કોઈ નિસ્બત નથી, જેમને તમે અલ્લાહના ભાગીદાર ઠેરવો છો." (કુર્આન, સૂરઃ અન્આમ, આ. ૭૮)

إِنِّي وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِي فَطَرَ السَّمَاوَاتِ وَالْأَرْضَ حَنِيفًا
وَمَا أَنَا مِنَ الْمُشْرِكِينَ ۝

"મેં તો એકાગ્ર થઈને મારું મુખ એ હસ્તી તરફ કરી લીધું, જેણે ધરતી અને આકાશોને પેદા કર્યા છે અને હું હરગિજ શિર્ક કરનારાઓ પૈકીનો નથી."

(કુર્આન, સૂરઃ અન્આમ, આ. ૭૯)

## મુસીબતનો પહાડ :

આ જાહેર એલાન પછી, હઝરત ઈબ્રાહીમ અલૈ. ઉપર મુસીબતોના પહાડ તૂટી પડ્યા. પિતાએ કહ્યું કે હું મિલકતમાંથી તારો હક્ક કાઢી નાખીશ, તને ઘરમાંથી કાઢી મૂકીશ. કોમે કહ્યું કે અમારા પૈકી કોઈ તને આશ્રય નહીં આપે. રાજ્ય પણ તેમના પાછળ પડી ગયું અને રાજાના સામે તેમનો મામલો રજૂ કરવામાં આવ્યો. પરંતુ તે એકલો માનવી સૌના સામે સત્ય કાજે મક્કમ બનીને ઊભો થઈ ગયો. પિતાને આદરપૂર્વક જવાબ આપ્યો કે જે જ્ઞાન મારા પાસે છે, તે આપને મળ્યું નથી. આથી હું તમારું અનુસરણ કરૂં, તેના બદલે તમારે મારું અનુસરણ કરવું જોઈએ. કોમની ધમકીના જવાબમાં તેની મૂર્તિઓને પોતાના હાથે તોડી નાખીને પુરવાર કરી દીધું કે જેમની તમે પૂજા કરો છો, તેઓ કેટલા વિવશ છે. રાજાના દરબારમાં સૌના સામે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે તું મારો રબ નથી; બલ્કે મારો રબ એ છે, જેના હાથમાં તારું અને મારું મૃત્યું તથા જીવન છે અને સૂર્ય પણ જેના કાનૂનને તાબે છે. છેવટે રાજ-દરબારમાં નિર્ણય લેવાયો કે આ માણસને જીવતો સળગાવી મૂકવામાં આવે, પરંતુ ખડક કરતાં પણ મજબૂત હૃદયનો એ માનવી, જે એક ખુદા ઉપર ઈમાન લાવી ચૂક્યો હતો, આ ભંયકર સજા પણ વહોરી લેવા તૈયાર થઈ ગયો અને જ્યારે

અલ્લાહે પોતાની કુદરત વડે તેને આગમાં બળવાથી બચાવી લીધો, તો તે પોતાના ઘરબાર, સગાવ્હાલાં, કોમ અને દેશ સૌને છોડીને માત્ર પોતાની પત્ની અને એક ભત્રીજાને લઈને વતનથી દૂર દેશ-દેશમાં ભટકવા માટે નીકળી પડ્યો. જે માણસ માટે તેના પોતાના ઘરમાં મહંતનું આસન મોજૂદ હતું, જ્યાં બિરાજીને એ કોમનો સ્વામી બની શકતો હતો, ધન અને પ્રતિષ્ઠા જેને સામે ચાલીને આમંત્રણ આપી રહ્યા હતા અને જે પોતાની સંતાનને પણ આ મહંતની ગાદી પર મજા કરવા માટે પાછળ છોડી જઈ શકતો હતો, તેણે પોતાના માટે અને પોતાના સંતાન માટે દેશ-નિકાલ અને સાધન-વિહોણું જીવન પસંદ કર્યું; કારણ કે દુનિયાને જુઠ્ઠા ખુદાઓની જાળમાં ફસાવીને પોતે લહેર ઉડાવે એ તેને ખપતું ન હતું, બલ્કે તેની સરખામણીમાં એ પસંદ હતું કે એક સાચા ખુદાની બંદગી તરફ લોકોને બોલાવે અને આ ગુના માટે ક્યાંય જંપીને ન બેસી શકે.

## હિજરત :

વતન છોડીને હઝરત ઈબ્રાહીમ અલૈ. સીરિયા, પેલેસ્ટાઈન, ઈજિપ્ત અને આરબ દેશોમાં ફરતા રહ્યા. ખુદા જ જાણે છે કે આ મુસાફરી દરમ્યાન તેમના ઉપર શું વીત્યું હશે. ધન લઈને તો નીકળ્યા ન હતા અને બહાર નીકળીને રોજી કમાવવાની ચિંતામાં પણ કરતા ન હતા, બલ્કે રાત-દિન જે ચિંતા રહેતી હતી, તે લોકોને હર-કોઈની બંદગીમાંથી કાઢીને માત્ર એક ખુદાના બંદા બનાવવાની હતી. આ વિચાર ધરાવતા માનવીને જ્યારે ખુદ તેના પિતા અને તેની કોમે સહન ન કર્યો, તો હવે બીજું કોણ સહન કરી શકતું હતું ? ક્યાં તેને આવકાર મળવાનો હતો ? બધી જગ્યાએ એ જ મંદિરોના મહંત અને એ જ ખુદાઈના દાવેદાર રાજાઓ મોજૂદ હતા અને દરેક જગ્યાએ એ જ અજ્ઞાની લોકો વસતા હતા, જે એ જુઠ્ઠા ખુદાઓના સંકજાઓમાં ફસાયેલા હતા. આવા લોકો વચ્ચે એ માણસ કઈ રીતે જંપીને બેસી શકતો હતો, જે પોતે તો માત્ર ખુદા સિવાય બીજા કોઈની ખુદાઈને કબૂલ કરવા તૈયાર ન હતો, બલ્કે બીજાઓને ખુલ્લંખુલ્લા કહેતો ફરતો હતો કે એક અલ્લાહ સિવાય તમારો કોઈ માલિક અને સ્વામી નથી. સૌની માલિકી અને ખુદાઈ ફગાવી દો અને માત્ર એકલા તેના જ બંદા બનીને રહો. આ જ કારણ હતું કે હઝરત ઈબ્રાહીમ અલૈ.ને કોઈ જગ્યાએ ચેન મળ્યું નહીં. વર્ષો સુધી ઘર-વિહોણી દશામાં ફરતા રહ્યા. ક્યારેક કિન્આનની વસ્તીઓમાં, તો ક્યારેક ઈજિપ્તમાં, તો ક્યારેક આરબ રણ-મેદાનમાં ઘૂમતા રહ્યા. આમ-ને-આમ યુવાની વીતી ગઈ અને કાળા વાળ ધોળા થઈ ગયા.

## સંતાન અને તેની કેળવળી :

જીવનના અંતિમ કાળમાં, જ્યારે નેવું વરસ પૂરા થવામાં માત્ર ચાર વર્ષ બાકી હતા અને સંતાન થવાની કોઈ આશા રહી ન હતી, ત્યારે અલ્લાહે સંતાન આપી; તો પણ આ અલ્લાહના બંદાને એ ચિંતા ન થઈ કે પોતે તો જીવન-પર્યંત ઘરબાર વગરનો રહ્યો છે, તો હવે બાળકોને તો દુનિયા પ્રાપ્ત કરવાને લાયક બનાવું અને એમને એવા કામે લગાવી જાઉં કે રોજી-રોટીનો આશરો થઈ જાય. પરંતુ નહીં, આ વૃદ્ધ મુસલમાનને તો એ જ ચિંતા હતી કે જે મિશન પાછળ તેણે પોતાનું જીવન ખપાવી દીધું હતું, એ જ મિશનને તેના મૃત્યુ પછી પણ કોઈક આગળ ધપાવતું રહે. આના જ ખાતર તે અલ્લાહ પાસેથી સંતાનની ઇચ્છા રાખતો હતો અને અલ્લાહે જ્યારે તેને સંતાન આપી, તો તેણે એ જ ઇચ્છયું કે પોતાના પછી કામને આગળ ધપાવવા માટે એમને તૈયાર કરે. આ પરિપૂર્ણ માનવીનું જીવન એક સાચા અને અસલ મુસલમાનનું જીવન હતું. યુવાનીના આરંભે સમજણા થતાં જ, જ્યારે તેણે પોતાના ખુદાને ઓળખી લીધો અને તેને પામી લીધો, તો એ ખુદાએ તેને કહ્યું હતું કે –

أَسْلِمْ

અર્થાત્, મુસ્લિમ થઈ જા, પોતાને મારા આગળ સમર્પિત કર, આજ્ઞાંકિત થઈ જા.

અને તેણે જવાબમાં વચન આપી દીધું હતું કે –

أَسْلَمْتُ لِرَبِّ الْعٰلَمِيْنَ ۝

હું સૃષ્ટિના માલિકનો મુસ્લિમ થઈ ગયો.

(અર્થાત્, મે મારી જાતને સમર્પિત કરી દીધી.) (કુર્આનઃ ૨/૧૩૧)

આ વચનને આ સાચા માનવીએ જીવનભર ચુસ્તપણે પાળી બતાવ્યું. તેણે સૃષ્ટિના સર્જનહાર ખાતર સદીઓથી ચાલી આવતી બાપ-દાદાની રસમો અને તેના રિવાજો તથા માન્યતાઓનો ત્યાગ કર્યો. દુનિયાના એ બધા ફાયદાઓ જતાં કર્યા, જે મહંતની ગાદી સંભાળવાથી મળી શકતા હતા. પોતાનું કુટુંબ, કોમ અને દેશ છોડ્યો. પોતાની જાતને આગના જોખમમાં નાખી. વતનથી દૂર રહીને મુસીબતો ઉઠાવી. દેશ-દેશ રઝળપાટ કરી. પોતાના જીવનની એક-એક પળ રબ્બિલ-આલમીનના આજ્ઞાપાલન અને તેના દીનના પ્રચારમાં ખર્ચી નાખી અને ઘડપણમાં જ્યારે સંતાન પ્રાપ્ત થઈ, તો તેના માટે પણ આ જ દીન અને આ જ કામ પસંદ કર્યું.

## સૌથી મોટી કસોટી :

પરંતુ આ અજમાયશો પછી પણ એક આખરી અજમાયશ બાકી રહી ગઈ હતી, જેના વિના એ નિર્ણય થઈ શકે તેમ ન હતો કે આ માણસ દરેક વસ્તુથી વધારે રબ્બિલ-આલમીન સાથે પ્રેમ ધરાવે છે. આ અજમાયશ હતી, આ ઘડપણમાં, સંપૂર્ણ નિરાશા પછી નસીબ થયેલી ઓલાદને, એકના એક એવા પુત્રને, તે રબ્બિલ-આલમીન ખાતર કુરબાન કરી શકે છે કે કેમ? આમ, આ અજમાયશ પણ કરી નાખવામાં આવી અને સંકેત મળતાં જ પોતાના પુત્રને પોતાના હાથે ઝુબેહ કરવા માટે તૈયાર થઈ ગયા, ત્યારે ફેંસલો આપવામાં આવ્યો કે હા, હવે તમે પોતાના 'મુસ્લિમ' હોવાના દાવાને પૂરે-પૂરો સાચો કરી બતાવ્યો. હવે તમે એ લાયક છો કે તમને સમગ્ર દુનિયાના સરદાર બનાવવામાં આવે. આ જ વસ્તુ કુર્આનમાં આવી રીતે વર્ણવવામાં આવી છે –

## સમગ્ર જગતના ઈમામ બનાવી દેવામાં આવ્યા :

وَاِذِ ابْتَلٰۤى اِبْرٰهٖمَ رَبُّهٗ بِكَلِمٰتٍ فَاَتَمَّهُنَّ ؕ قَالَ اِنِّىْ جَاعِلُكَ لِلنَّاسِ اِمَامًا ؕ
قَالَ وَمِنْ ذُرِّيَّتِىْ ؕ قَالَ لَا يَنَالُ عَهْدِى الظّٰلِمِيْنَ ۝

"યાદ કરો, જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)ની તેના રબે કેટલીક વાતોમાં પરીક્ષા કરી અને તે એ સૌમાં સફળ નીવડ્યો, તો તેણે કહ્યું, 'હું તને સૌ લોકોનો સરદાર (ઈમામ) બનાવવાનો છું.' ઈબ્રાહીમે (અલૈ.) કહ્યું, 'અને શું મારા સંતાન માટે પણ આ જ વચન છે ? તેણે જવાબ આપ્યો, 'મારું વચન જાલીમો માટે નથી."

(સૂરઃ બકરહ, આ. ૧૨૪)

આમ, હઝરત ઈબ્રાહીમ અલૈ.ને વિશ્વની સરદારી સોંપવામાં આવી અને તેમને ઈસ્લામના વિશ્વ-વ્યાપી આંદોલનના નેતા બનાવવામાં આવ્યા. હવે તેમને આ આંદોલનના પ્રચાર માટે એવા માણસોની જરૂર પડી, જે જુદા-જુદા વિસ્તારોમાં કામ સંભાળી લે અને તેમના ખલીફા અર્થાત્ નાયબની હેસિયતથી કામકાજ કરે. આ કામમાં ત્રણ માણસો એમના સાથી પુરવાર થયા. એક, એમના ભત્રીજા હઝરત લૂત અલૈ. બીજા, એમના મોટા પુત્ર હઝરત ઈસ્માઈલ અલૈ. જેમણે રબ્બિલ-આલમીન પોતાની કુરબાની માગે છે, એ સાંભળીને પોતાનું ગળું સહર્ષ છરી નીચે મૂકી દીધું અને ત્રીજા, એમના નાના પુત્ર હઝરત ઈસ્હાક અલૈ.

## હઝરત લૂત અલૈ.ને જોર્ડનની પેલે પાર મોકલ્યા :

ભત્રીજાને એમણે સદૌમ (જીર્ઢદ્વ) વિસ્તારમાં મૂક્યો. આ વિસ્તાર આજે ટ્રાન્સજોર્ડન તરીકે ઓળખાય છે. અહીં એ જમાનામાં ખૂબ જ નાલાયક કોમ રહેતી હતી, તેથી એને સુધારવાનું પણ નજર સમક્ષ હતું અને સાથે-સાથે દૂરના વિસ્તારો સુધી અસર પહોંચાડવાનો પણ આશય હતો. કેમ કે ઈરાન, ઈરાક અને ઈજિપ્ત વચ્ચે આવ-જા કરતા બધા જ વેપારી કાફલાઓ આ જ વિસ્તારમાંથી પસાર થતા હતા અને અહીં બેસીને બંને દિશામાં દીનનો પ્રચાર કરી શકાય તેમ હતો.

## હઝરત ઈસ્હાક અલૈ.ને પેલેસ્ટાઈન મોકલ્યા :

નાના પુત્ર હઝરત ઈસ્હાક અલૈ.ને કિન્આનના વિસ્તારમાં વસાવ્યા. એ વિસ્તાર આજે પેલેસ્ટાઈનના નામે ઓળખાય છે. આ વિસ્તાર સીરિયા અને ઈજિપ્ત વચ્ચે આવેલો છે અને સમુદ્ર કિનારે આવેલો હોવાથી બીજા દેશો સુધી પણ અહીં રહીને દીનની દાવત પહોંચાડી શકાય છે. અહીંયાથી જ હઝરત ઈસ્હાક અલૈ.ના પુત્ર હઝરત યા'કૂબ અલૈ. (જેમનું નામ ઈસરાઈલ પણ હતું ) અને પૌત્ર હઝરત યૂસુફ અલૈ. દ્વારા ઈસ્લામનું આંદોલન ઈજિપ્ત સુધી પહોંચ્યું.

## હઝરત ઈસ્માઈલ અલૈ.ને હિજાઝમાં રાખ્યા :

મોટા પુત્ર હઝરત ઈસ્માઈલ અલૈ.ને હિજાઝમાં મક્કા મુકામે રાખ્યા અને કેટલાક સમય સુધી જાતે તેમના સાથે રહીને આરબ પ્રદેશના ખૂણે-ખૂણે ઈસ્લામના શિક્ષણનો પ્રચાર કર્યો.

## કા'બાનું બાંધકામ :

પછી અહીં બંને પિતા-પુત્રએ ઈસ્લામના આંદોલનનું એ કેન્દ્ર પણ ઊભુ કર્યું, જે 'કાબા'ના નામથી આજે વિશ્વભરમાં પ્રખ્યાત છે. આ કેન્દ્રની પસંદગી અલ્લાહતઆલાએ ખુદ ફરમાવી હતી અને તેણે જ એના બાંધકામની જગ્યા સૂચવી હતી. આ ઈમારત માત્ર ઈબાદતગાહ (ઉપાસના-ગૃહ) જ ન હતી, જેમ કે મસ્જિદ હોય છે; બલ્કે પહેલા દિવસથી જ તેને ઈસ્લામ ધર્મ (દીન)ના વિશ્વ-વ્યાપી આંદોલનનું પ્રચાર-કેન્દ્ર ઠેરવવામાં આવ્યું અને તેના પાછળનો આશય એ હતો કે એક ખુદાને માનનારાઓ દરેક સ્થળેથી ખેંચાઈને અહીં ભેગા થતા રહે, સાથે મળીને અલ્લાહતઆલાની ઈબાદત કરે અને ઈસ્લામના સંદેશને લઈને ફરી પોત-પોતાના દેશોમાં પાછા જાય. આ જ ઈજતેમાઅ-સંમેલન હતું, જેને 'હજ્જ' નામ આપવામાં

આવ્યું. આની સમગ્ર વિગતો એટલે કે આ કેન્દ્ર કેવી રીતે બાંધવામાં આવ્યું, કેવી ભાવનાઓ અને દુઆઓ માગતા-માગતા બંને પિતા-પુત્રએ આ ઇમારતની દીવાલો ઉઠાવી અને હજ્જની શરૂઆત કેવી રીતે થઈ, એ અંગે કુર્આન-મજીદમાં આમ વર્ણન કરવામાં આવ્યું છે –

إِنَّ أَوَّلَ بَيْتٍ وُضِعَ لِلنَّاسِ لَلَّذِي بِبَكَّةَ مُبَارَكًا وَهُدًى لِلْعَالَمِينَ ۝ فِيهِ آيَاتٌ بَيِّنَاتٌ مَقَامُ إِبْرَاهِيمَ ۖ وَمَنْ دَخَلَهُ كَانَ آمِنًا ۗ

"નિ:શંક સૌપ્રથમ ઉપાસના-ગૃહ, જે મનુષ્યો માટે બનાવવામાં આવ્યું, તે એ જ છે જે મક્કામાં આવેલું છે. તેને ભલાઈ અને બરકત (સમૃધ્ધિ અને ઉન્નતિ) આપવામાં આવી હતી અને સમગ્ર વિશ્વના લોકો માટે માર્ગદર્શનનું કેન્દ્ર બનાવવામાં આવ્યું હતું. તેમાં સ્પષ્ટ નિશાનીઓ છે, મકામે ઇબ્રાહીમ (ઇબ્રાહીમનું બંદગીનું સ્થળ) છે, અને તેની સ્થિતિ એ છે કે જેણે તેમાં પ્રવેશ કર્યો સુરક્ષિત થઈ ગયો."

(સૂરઃ આલે ઇમરાન, આ. ૯૬-૯૭)

أَوَلَمْ يَرَوْا أَنَّا جَعَلْنَا حَرَمًا آمِنًا وَيُتَخَطَّفُ النَّاسُ مِنْ حَوْلِهِمْ ۚ

"શું આ લોકો જોતાં નથી કે અમે એક શાંતિમય હરમ બનાવી દીધું છે. જો કે તેમના આજુ-બાજુ લોકોને આંચકી લેવામાં આવે છે ?"

(સૂરઃ અન્-કબૂત, આ. ૬૭)

અર્થાત્ જ્યારે કે અરબસ્તાનમાં દરેક બાજુ લૂંટ-ફાટ, ખૂનામરકી અને યુદ્ધો વ્યાપેલા હતા ત્યારે આ હરમમાં હંમેશાં શાંતિ જ રહી. એટલે સુધી કે અસભ્ય બદ્દુઓ તેની હદમાં પોતાના બાપના હત્યારા સુદ્ધાંને જોઈ લેતાં, તો પણ તેને કંઈ કરી શકતા નહીં.

## હઝરત ઇબ્રાહીમ અલૈ.ની દુઆઓ :

وَإِذْ جَعَلْنَا الْبَيْتَ مَثَابَةً لِلنَّاسِ وَأَمْنًا وَاتَّخِذُوا مِنْ مَقَامِ إِبْرَاهِيمَ
مُصَلًّى ۖ وَعَهِدْنَا إِلَىٰ إِبْرَاهِيمَ وَإِسْمَاعِيلَ أَنْ طَهِّرَا بَيْتِيَ لِلطَّائِفِينَ
وَالْعَاكِفِينَ وَالرُّكَّعِ السُّجُودِ ۝ وَإِذْ قَالَ إِبْرَاهِيمُ رَبِّ اجْعَلْ هَٰذَا بَلَدًا آمِنًا

وَّارْزُقْ اَهْلَهٗ مِنَ الثَّمَرٰتِ مَنْ اٰمَنَ مِنْهُمْ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِؕ قَالَ وَمَنْ
كَفَرَ فَاُمَتِّعُهٗ قَلِيْلًا ثُمَّ اَضْطَرُّهٗۤ اِلٰى عَذَابِ النَّارِؕ وَبِئْسَ الْمَصِيْرُ۝
وَاِذْ يَرْفَعُ اِبْرٰهٖمُ الْقَوَاعِدَ مِنَ الْبَيْتِ وَاِسْمٰعِيْلُؕ رَبَّنَا تَقَبَّلْ مِنَّاؕ
اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ۝ رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَمِنْ ذُرِّيَّتِنَاۤ
اُمَّةً مُّسْلِمَةً لَّكَ۪ وَاَرِنَا مَنَاسِكَنَا وَتُبْ عَلَيْنَاۚ اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ۝
رَبَّنَا وَابْعَثْ فِيْهِمْ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِكَ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ
وَيُزَكِّيْهِمْؕ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ۝

"અને એ કે અમે આ ઘર (કા'બા)ને લોકો માટે કેન્દ્ર અને શાંતિનું સ્થળ ઠેરવ્યું હતું અને લોકોને આદેશ આપ્યો હતો કે ઈબ્રાહીમ જ્યાં બંદગી માટે ઊભો રહે છે, તે સ્થળને સ્થાઇ રૂપે નમાઝની જગ્યા બનાવી લો, અને ઈબ્રાહીમ અને ઈસ્માઈલને તાકીદ કરી હતી કે મારા આ ઘરને તવાફ (પરિક્રમા) અને એતિકાફ (એકાંતમાં અલ્લાહની તપશ્ચર્યા) અને રુકૂઅ અને સિજદો કરનારાઓ માટે પવિત્ર રાખો. અને એ કે ઈબ્રાહીમે દુઆ કરી, '' હે મારા માલિક ! આ શહેરને શાંતિનું શહેર બનાવી દે અને તેના રહેવાસીઓમાંથી જેઓ અલ્લાહ અને આખિરત (પરલોક)ને માને, તેમને દરેક પ્રકારના ફળોની રોજી આપ.'' જવાબમાં તેના માલિકે ફરમાવ્યું, ''અને જે નહીં માને, દુનિયાની ટૂંકી જિંદગી માટેનો સામાન તો હું તેને પણ આપીશ, પરંતુ અંતે તેને જહન્નમની સજા તરફ ઢસડી જઈશ, અને તે સૌથી ખરાબ ઠેકાણું છે.'' અને યાદ કરો ઈબ્રાહીમ અને ઈસ્માઈલ જયારે તે ઘરની દીવાલો ઊભી કરી રહ્યા હતા, તો દુઆ કરતા જતા હતા, ''હે અમારા માલિક ! અમારી આ સેવા સ્વીકારી લે, તું બધું જ સાંભળનાર અને બધું જ જાણનાર છે. હે માલિક ! અમને બંનેને પોતાના મુસ્લિમ બનાવ, અમારા વંશમાંથી એક એવી ઉમ્મત (સમુદાય) ઊભી કર, જે તારી મુસ્લિમ (આજ્ઞાંકિત) હોય, અમને તારી બંદગી (પ્રાર્થના)ની પદ્ધતિઓ બતાવ અને અમારી ખામીઓને માફ કર, તું મોટો ક્ષમાશીલ અને દયાળુ છે. અને હે માલિક ! આ લોકોમાં સ્વયં તેમના જ સમુદાયમાંથી એક પયગંબર ઉઠાવજે, જે તેમને તારી આયતો સંભળાવે, તેમને ગ્રંથ અને હિકમત (બુદ્ધિમત્તા અને તત્ત્વદર્શિતા)નું શિક્ષણ આપે

અને તેમના જીવન શુદ્ધ કરે. તું મોટો પ્રભુત્વશાળી અને ડહાપણવાળો છે. ”
(સૂરઃ બકરહ, આ. ૧૨૫-૧૨૯)

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ رَبِّ اجْعَلْ هٰذَا الْبَلَدَ اٰمِنًا وَّاجْنُبْنِيْ وَبَنِيَّ اَنْ نَّعْبُدَ الْاَصْنَامَ ۝ رَبِّ اِنَّهُنَّ اَضْلَلْنَ كَثِيْرًا مِّنَ النَّاسِ ۚ فَمَنْ تَبِعَنِيْ فَاِنَّهٗ مِنِّيْ ۚ وَمَنْ عَصَانِيْ فَاِنَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝ رَبَّنَآ اِنِّيْٓ اَسْكَنْتُ مِنْ ذُرِّيَّتِيْ بِوَادٍ غَيْرِ ذِيْ زَرْعٍ عِنْدَ بَيْتِكَ الْمُحَرَّمِ ۙ رَبَّنَا لِيُقِيْمُوا الصَّلٰوةَ فَاجْعَلْ اَفْـِٕدَةً مِّنَ النَّاسِ تَهْوِيْٓ اِلَيْهِمْ وَارْزُقْهُمْ مِّنَ الثَّمَرٰتِ لَعَلَّهُمْ يَشْكُرُوْنَ ۝

“યાદ કરો તે સમય જ્યારે ઈબ્રાહીમે દુઆ કરી હતી, “પાલનહાર ! આ શહેર (અર્થાત્ મક્કા)ને શાંતિનું શહેર બનાવ અને મને તથા મારા સંતાનોને મૂર્તિપૂજાથી બચાવ. પાલનહાર ! આ મૂર્તિઓએ અનેકોને પથભ્રષ્ટ કર્યા છે (શક્ય છે કે મારા સંતાનોને પણ આ પથભ્રષ્ટ કરી દે, એટલા માટે તેમનામાંથી) જે મારા માર્ગ ઉપર ચાલે, તે મારો છે અને જે મારાથી વિપરીત માર્ગ અપનાવે તો નિશ્ચય જ તું માફ કરનાર અને દયાળુ છે. પાલનહાર ! મેં એક નિર્જળ અને બિન-ખેડાણ ખીણમાં પોતાના સંતાનોમાંથી એક હિસ્સાને તારા પ્રતિષ્ઠિત ઘર (કા’બા) પાસે લાવીને વસાવ્યા છે. પાલનહાર ! આવું મેં એટલા માટે કર્યું છે કે આ લોકો અહીં નમાઝ કાયમ કરે, તેથી તું લોકોના હૃદયોને તેમના મોહિત બનાવ અને તેમને ખાવા માટે ફળો આપ, કદાચ આ લોકો કૃતજ્ઞ બને.” (સૂરઃ ઈબ્રાહીમ, આ. ૩૫-૩૭)

وَاِذْ بَوَّاْنَا لِاِبْرٰهِيْمَ مَكَانَ الْبَيْتِ اَنْ لَّا تُشْرِكْ بِيْ شَيْـًٔا وَّطَهِّرْ بَيْتِيَ لِلطَّآئِفِيْنَ وَالْقَآئِمِيْنَ وَالرُّكَّعِ السُّجُوْدِ ۝ وَاَذِّنْ فِي النَّاسِ بِالْحَجِّ يَاْتُوْكَ رِجَالًا وَّعَلٰى كُلِّ ضَامِرٍ يَّاْتِيْنَ مِنْ كُلِّ فَجٍّ عَمِيْقٍ ۝ لِّيَشْهَدُوْا مَنَافِعَ لَهُمْ وَيَذْكُرُوا اسْمَ اللّٰهِ فِيْٓ اَيَّامٍ مَّعْلُوْمٰتٍ عَلٰى مَا رَزَقَهُمْ مِّنْۢ بَهِيْمَةِ الْاَنْعَامِ ۚ فَكُلُوْا مِنْهَا وَاَطْعِمُوا الْبَآئِسَ الْفَقِيْرَ ۝

“યાદ કરો તે સમય જ્યારે અમે ઈબ્રાહીમ માટે આ ઘર (ખાનએ કા’બા)નું સ્થળ સૂચવ્યું હતું (આ આદેશ સાથે) કે મારા સાથે કોઈ વસ્તુને ભાગીદાર ન બનાવો,

અને મારા ઘરને તવાફ (પરિક્રમા) કરનારાઓ અને કયામ (બંદગી માટે ઊભા રહેવું) અને રુકૂઅ (ઝૂકવું) અને સિજદો કરનારાઓ માટે પવિત્ર રાખો, અને લોકોને હજ્જ માટે જાહેર ઘોષણા કરી દો કે તેઓ તમારા પાસે દરેક દૂર-સુદૂરના સ્થળોએથી પગપાળા અને ઊંટો પર સવાર થઈને આવે જેથી તેઓ ફાયદાઓ જુએ જે અહીં તેમના માટે રાખવામાં આવ્યા છે, અને કેટલાક નિશ્ચિત દિવસોમાં તે જાનવરો પર અલ્લાહનું નામ લે જે તેણે તેમને આપ્યા છે, પોતે પણ ખાય અને ગરીબ મોહતાજને પણ આપે." (સૂરઃ હજ્જ, આ. ૨૬-૨૮)

મુસલમાન ભાઈઓ ! આ છે એ હજ્જની શરૂઆતનો કિસ્સો, જેને ઈસ્લામનો પાંચમો સ્તંભ કહેવામાં આવેલ છે. આના ઉપરથી તમને જણાઈ ગયું હશે કે દુનિયામાં સૌથી પહેલાં જે નબીને ઈસ્લામના વિશ્વ-વ્યાપી આમંત્રણને ફેલાવવા માટે નીમવામાં આવ્યા હતા, તેમના મિશનનું મુખ્ય સ્થળ મક્કા હતું અને કા'બા એ કેન્દ્ર હતું, જ્યાંથી આ આમંત્રણ દુનિયાના વિવિધ ભાગોમાં પહોંચાડવામાં આવતું હતું. હજ્જની પદ્ધતિ એટલા માટે ઠરાવવામાં આવી હતી કે જે લોકો એક ખુદાની બંદગીનો એકરાર કરે અને તેની બંદગીમાં દાખલ થઈ જાય, તેઓ પછી ગમે તે કોમ કે દેશ સાથે સંબંધ ધરાવતા હોય, સૌ સાથે મળીને આ એક કેન્દ્ર સાથે જોડાઈ જાય અને દર વર્ષે અહીં ભેગા મળીને આ કેન્દ્રની ફરતે તવાફ (પરિક્રમા) કરે. અર્થાત્ પોતાની આંતરિક સ્થિતિને મૂર્ત સ્વરૂપ આપે કે એમનું જીવન એ ચક્ર સમાન છે, જે હંમેશા પોતાની ધરીની આસપાસ ફરે છે.



# પ્રકરણ – ૨

# હજ્જનો ઈતિહાસ

મુસલમાન ભાઈઓ ! અગાઉના પ્રવચનમાં તમને બતાવી ચૂક્યો છું કે હજ્જની શરૂઆત કેવી રીતે અને ક્યા આશય માટે થઈ હતી. આપને એ પણ બતાવી ચૂક્યો છું કે હજરત ઈબ્રાહીમ અલૈ.એ મક્કાને આ ઈસ્લામી આંદોલનનું કેન્દ્ર બનાવ્યું હતું અને અહીં પોતાના સૌથી મોટા પુત્ર હઝરત ઈસ્માઈલ અલૈ.ને મૂક્યા હતા, જેથી આપના પછી તેઓ આ આંદોલનને ચાલુ રાખે.

## હઝરત ઈબ્રાહીમ અલૈ.ના સંતાનોમાં મૂર્તિપૂજાનો રિવાજ :

ખુદા જ બહેતર જાણે છે કે હઝરત ઈબ્રાહીમ અલૈ. પછી એમના સંતાનો ક્યાં સુધી તે દીન ઉપર કાયમ રહ્યા, જેના ઉપર એમના પિતા એમને છોડી ગયા હતા. તેમ છતાં થોડા સૈકાઓની અંદર આ લોકો પોતાના વડાઓના શિક્ષણ અને એમની પદ્ધતિ વિસરી બેઠા અને ધીમે-ધીમે એ બધી ખરાબીઓ એમના અંદર પેદા થઈ ગઈ, જે બીજી અજ્ઞાન કોમોમાં પ્રસરેલી હતી. આ જ કા'બામાં, જેને એક ખુદાની ઉપાસના માટે પ્રચાર અને આમંત્રણનું કેન્દ્ર બનાવવામાં આવ્યું હતું, સેંકડો મૂર્તિઓ મૂકી દેવામાં આવી અને હદ તો એ કરી કે ખુદ હઝરત ઈબ્રાહીમ અલૈ. અને હઝરત ઈસ્માઈલ અલૈ.ની મૂર્તિઓ પણ બનાવી નાખવામાં આવી, જેમનું સમગ્ર જીવન મૂર્તિપૂજાને નાબુદ કરવામાં વીતી ગયું હતું. હઝરત ઈબ્રાહીમ 'હનીફ' (અલૈ.)ની સંતાનોએ લાત, મનાત, હુબલ, નસ્ર, યગૂષ, ઉઝ્ઝા, અસાફ, નાયલા અને ખુદા જાણે કયા-કયા નામની મૂર્તિઓ ઘડી અને એમની પૂજા કરી. ચંદ્ર, બુધ, શુક્ર, શનિ અને કોણ જાણે કયા-કયા તારાઓની પૂજા કરી. જિન્નાત, ભૂત, પ્રેત, ફરિશ્તાઓ અને પૂર્વજ વડવાઓના આત્માઓની પૂજા કરી. અજ્ઞાનતા એટલી હદે વધી કે જ્યારે ઘરેથી નીકળતા અને એ સમયે પોતાના કુળની મૂર્તિ જો તેમને પૂજવા ન મળે તો રસ્તામાં જતાં-જતાં જે સારો લીસો પથ્થર મળી જતો, તેની જ પૂજા

કરી નાખતા અને જો પથ્થર પણ ન મળતો તો માટીમાં પાણી નાખીને તેના ગારામાંથી પિંડ બનાવી લેતા અને બકરીનું દૂધ છાંટીને તેની પ્રાણ-પ્રતિષ્ઠા કરી લેતા અને તે ખુદા બની જતો. જે મહંતગીરી અને પડિંતપણા વિરુદ્ધ એમના બાપ હઝરત ઈબ્રાહીમ અલૈ.એ ઈરાકમાં લડાઈ લડી હતી, એ પોતે એમના ઘરમાં પેસી ગઈ. કા'બાને તેમને આરબ દેશમાં એ સ્થાન આપી દીધું, જે આજ-કાલના ભારતમાં તમને હરદ્વાર અને બનારસનું જોવા મળે છે. તેઓ પોતે ત્યાંના મહંત બની બેઠાં. હજ્જને તીર્થયાત્રા બનાવીને આ ઘરમાંથી, જે તૌહીદ (એક ઈશ્વર)ના પ્રચાર માટે બન્યું હતું, મૂર્તિપૂજાનો પ્રચાર કરવા લાગ્યા અને પૂજારીઓના ધંધા શરૂ કરીને તેમણે ઠેર-ઠેરથી આવતા યાત્રીઓ પાસેથી ભેટ-અર્પણો ઉઘરાવવા શરૂ કરી દીધા. આમ, એ બધું કામ બરબાદ થઈ ગયું, જે હઝરત ઈબ્રાહીમ અલૈ. અને હઝરત ઈસ્માઈલ અલૈ. કરી ગયા હતા અને જે હેતુ માટે તેમણે હજ્જની પદ્ધતિ શરૂ કરી હતી. તેની જગ્યાએ કંઈ બીજા જ કામ થવા લાગ્યા.

## હજ્જમાં બગાડના સ્વરૂપો :

### કવિઓના મુકાબલા :

આ અજ્ઞાનતા કાળમાં હજ્જની જે અવદશા થઈ, તેનો અંદાજ તમે આટલા ઉપરથી કરી શકો છો કે આ એક મેળો હતો, જે દર વર્ષે ભરાતો હતો. મોટા-મોટા કબીલાઓ પોત-પોતાના માણસો સાથે અહીં આવતા અને અલગ-અલગ પડાવ નાખતાં. દરેક કબીલાનો કવિ કે ભાટ પોતાની અને પોતાના કબીલાના માણસોની શૂરવીરતા, ખ્યાતિ, પ્રતિષ્ઠા, શક્તિ અને દાનશીલતાના ગુણ-ગાનમાં ધરતી અને આકાશ એક કરી દેતા અને બડાશ હાંકવામાં એક-બીજાને ટપી જવાના પ્રયત્ન કરતા. છેવટે તેનો એક-બીજાને ઉતારી પાડવામાં અંત આવતો.

### જૂઠી ઉદારતાના પ્રદર્શનો :

પછી એક-બીજાની ઉદારતાની હરીફાઈ થતી. કબીલાના સરદારો પોતાની મોટાઈ જતાવવા માટે રસોડા ખોલતા અને એક-બીજાને નીચું દેખાડવા ઊંટો ઉપર ઊંટો વધેરી નાખતાં. આ ઉડાઉ ખર્ચાઓ પાછળ એ લોકોનો આશય માત્ર એ જ હતો કે આ મેળાના પ્રસંગે એમનું નામ આખાય આરબ જગતમાં ગાજે અને એમના નામની ચર્ચાઓ થાય કે અમુક માણસે આટલા ઊંટ ઝબેહ કર્યા અને અમુકે આટલા માણસોને જમાડ્યા. આ સભાઓમા રંગ-રાગ, શરાબ, વ્યભિચાર અને દરેક પ્રકારના

નિર્લજ્જતાના કૃત્યો નફ્ફટાઈપૂર્વક કરવામાં આવતા હતા અને ભાગ્યે જ કોઈને ખુદાનો ખ્યાલ આવતો હતો.

## નગ્ન તવાફ :

કા'બામાં તવાફ થતો, પણ કેવી રીતે ? સ્રીઓ અને પુરુષો નગ્ન થઈને તવાફ કરતા અને કહેતા હતા કે એ જ સ્થતિમાં અમારે ખુદા સમક્ષ જવાનું છે, જેવી સ્થિતિમાં માતાના પેટમાંથી જન્મ્યા છીએ. હઝરત ઈબ્રાહીમ અલૈ.ની મસ્જિદમાં ઈબાદત થતી હતી, પણ કેવી રીતે ? તાલીઓ પાડવામાં આવતી, સીટીઓ વગાડવામાં આવતી અને શંખ ફૂંકવામાં આવતા હતા. ખુદાનું નામ પોકારાતું, પણ કેવી રીતે ? કહેતા હતા કે —

لَبَّيْكَ اللّٰهُمَّ لَبَّيْكَ لَا شَرِيْكَ لَكَ اِلَّا شَرِيْكًا هُوَ لَكَ تَمْلِكُهٗ وَمَا مَلَكَ.

અર્થાત્, "હું હાજર છું, મારા અલ્લાહ ! હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી, પરંતુ એ જે તારો હોવાના કારણે તારો ભાગીદાર છે. તું તેનો પણ માલિક છે અને તેની મિલકતનો પણ માલિક છે."

## કુર્બાનીની વિભાવના :

ખુદાના નામે કુર્બાનીઓ પણ કરતા હતા. પણ કેવી અશિષ્ટ રીતે ? કુર્બાનીનું લોહી 'ખાન-એ-કા'બા'ની દિવાલો ઉપર ચોપડવામાં આવતું અને માંસ દરવાજા ઉપર નાખવામાં આવતું. આ કૃત્ય બે ખ્યાલથી કરવામાં આવતું કે નઉઝુબિલ્લાહ ! આ લોહી અને માંસ ખુદાને જોઈએ છે.

## પવિત્ર મહિનાઓનો અનાદર :

હઝરત ઈબ્રાહિમ અલૈ.એ હજ્જના ચાર મહિના પ્રતિબંધિત ઠરાવ્યા હતા અને આદેશ આપ્યો હતો કે આ મહિનાઓમાં કોઈ પણ પ્રકારનો લડાઈ-ઝઘડો કરવામાં ન આવે. આ લોકો આ મનાઈનો કેટલેક અંશે ખ્યાલ રાખતા હતા, પણ જ્યારે લડવાની ઈચ્છા થતી, તો નફ્ફટ બનીને એક વર્ષના પ્રતિબંધિત મહિનાને હલાલ કરી દેતા અને બીજા વર્ષે તેનું સાટું વાળી દેતા હતા.

## કેટલાક સ્વરચિત પ્રતિબંધો :

પછી જે લોકો પોતાના ધર્મમાં નિખાલસ હતા, તેમણે પણ અજ્ઞાનતાના

કારણે ચિત્ર-વિચિત્ર પદ્ધતિઓ ઉપજાવી કાઢી હતી. કેટલાક લોકો કોઈ પણ ભાથું લીધા વિના હજ્જ માટે નીકળી પડતા અને માગી-ખાઈને ગુજરાન કરતા હતા. એમના ખ્યાલ મુજબ આ નેકીનું કામ હતું. કહેતા કે અમે તો અલ્લાહ ઉપર ભરોસો રાખ્યો છે, અલ્લાહના ઘર તરફ જઈ રહ્યા છીએ તો દુનિયાનો માલ-સામાન શા માટે લઈ જઈએ ? સામાન્ય રીતે હજ્જની મુસાફરી દરમિયાન વેપાર-ધંધો કરવાને અને મહેનત-મજૂરી કરવાને ગેરકાનૂની સમજતા હતા. કેટલાક તો વળી હજ્જ માટે નીકળતા, ત્યારે ખાવા-પીવાનું છોડી દેતા હતા અને પાછા તેને ઇબાદત સમજતા હતા. વળી કેટલાક એવા હતા, જે મૌન જાળવતા અને તેને 'હજ્જે મુસ્મિત' અર્થાત્ 'મૂંગી હજ્જ' કહેતા હતા. આ જ પ્રકારના બીજા અનેક પ્રકારના ખોટા રિવાજો હતા.

## દુઆ-એ-ખલીલ (અલૈ.)નો સ્વીકાર :

આ પરિસ્થિતિ લગભગ બે હજાર વર્ષ સુધી રહી. આ લાંબા ગાળા દરમ્યાન કોઈ નબી આરબ પ્રદેશમાં પેદા ન થયો, ન તો કોઈ નબીનું શુદ્ધ શિક્ષણ આરબો સુધી પહોંચ્યું. છેવટે હઝરત ઇબ્રાહીમ અલૈ.ની તે દુઆ પૂરી થવાનો સમય પાક્યો, જે એમણે કા'બાની દીવાલો ચણતી વખતે અલ્લાહ પાસે માગી હતી. અર્થાત્ –

رَبَّنَا وَابْعَثْ فِيهِمْ رَسُولًا مِّنْهُمْ يَتْلُوا عَلَيْهِمْ آيَاتِكَ وَيُعَلِّمُهُمُ الْكِتَابَ وَالْحِكْمَةَ وَيُزَكِّيهِمْ ۚ

"હે રબ ! આ લોકોમાં ખુદ એમના જ સમુદાયમાંથી એક પયગંબર ઉઠાવજે, જે તેમને તારી આયતો સંભળાવે, તેમને ગ્રંથ તથા બુદ્ધિમત્તાનું શિક્ષણ આપે અને તેમના જીવન શુદ્ધ કરે." (સૂરઃ બકરહ, આ. ૧૨૯)

આમ, હઝરત ઇબ્રાહીમ અલૈ.ના સંતાનોમાંથી ફરી એક સંપૂર્ણ મનુષ્ય ઊઠ્યો, જેનું પવિત્ર નામ 'મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ' (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) હતું.

જેવી રીતે હઝરત ઇબ્રાહીમ અલૈ.નો જન્મ પંડિતો અને મહંતોના કુટુંબમાં થયો હતો, તેવી જ રીતે હઝરત મુહમ્મદ સલ્લ. પણ એ કુટુંબમાં જન્મ્યા, જે સૈકાઓથી કા'બાના તીર્થની મહંતગીરી કરતું હતું. જેવી રીતે હઝરત ઇબ્રાહીમ અલૈ.એ પોતાના હાથે પોતાના જ કુટુંબની મહંતગીરી ઉપર પ્રહાર કર્યો, એવી જ રીતે હઝરત મુહમ્મદ સલ્લ.એ પણ તેના ઉપર પ્રહાર કર્યો; માત્ર પ્રહાર જ ન કર્યો, બલ્કે તેને જડમૂળથી ઉખાડી ફેંકી. પછી જેવી રીતે હઝરત ઇબ્રાહીમ અલૈ.એ બધી જ ખોટી

માન્યતાઓ અને ખોટા ખુદાઓની જુઠ્ઠી ખુદાઈને મિટાવવા માટે સંઘર્ષ કર્યો હતો અને એક ખુદાની બંદગીનો ફેલાવો કરવા પ્રયત્ન કર્યો હતો, બિલ્કુલ એ જ કામ હુઝૂર સલ્લ.એ પણ કર્યું અને ફરીથી એ જ અસલ અને વિશુદ્ધ દીનને જીવિત કરી દીધો, જે હઝરત ઈબ્રાહીમ અલૈ. લઈને આવ્યા હતા. ૨૩ વર્ષની મુદ્દતમાં જ્યારે આ સઘળું કામ આપ સલ્લ. પૂરૂં કરી ચૂક્યા, તો અલ્લાહના હુકમ અનુસાર આપ સલ્લ.એ ફરીથી એ જ રીતે કા'બાને વિશ્વના બધા ખુદાપરસ્ત લોકોનું કેન્દ્ર બનાવવાનું એલાન કર્યું અને ફરીથી એ જ જાહેરાત કરી કે બધી જગ્યાએથી હજ્જ માટે આ કેન્દ્ર તરફ આવો.

وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيْلًا ؕ وَمَنْ كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِيٌّ عَنِ الْعٰلَمِيْنَ ۝

"લોકો ઉપર અલ્લાહનો હક્ક છે કે જે આ ઘર સુધી પહોંચવાની શક્તિ ધરાવતો હોય, તે આ ઘરની હજ્જ કરે, અને જે કોઈ આ હુકમનું પાલન કરવાનો ઈન્કાર કરે (અર્થાત્ સામર્થ્ય હોવા છતાં ન આવે) તો તેણે જાણી લેવું જોઈએ કે અલ્લાહને દુનિયાવાળાઓની કોઈ જરૂર નથી." (સૂરઃ આલે ઈમરાન, આ. ૯૭)

## સુન્નતે-ઈબ્રાહીમ (અલૈ.)નું પુનર્જીવન :

આમ, હજ્જનો નવેસરથી આરંભ કરવાની સાથે જ અજ્ઞાનકાળના એ સઘળા રિવાજો પણ એકી સાથે ખતમ કરી નાખવામાં આવ્યા, જે છેલ્લા બે હજાર વર્ષથી પ્રચલિત હતા.

## મૂર્તિપૂજાનો અંત :

કા'બાની બધી મૂર્તિઓ તોડી નંખાઈ. ખુદા સિવાય બીજાઓની જે પૂજા ત્યાં થતી હતી, તે સંપૂર્ણપણે બંધ કરાવી દેવાઈ. સર્વ શિર્કયુક્ત રિવાજો ખતમ કરી દેવામાં આવ્યા. મેળા-ઉત્સવો અને તમાશાઓ બંધ કરી દેવામાં આવ્યા અને હુકમ આપવામાં આવ્યો કે હવે જે ઈબાદતની પદ્ધતિ બતાવવામાં આવી રહી છે, એ જ પદ્ધતિ મુજબ અહીં ઈબાદત કરો.

وَاذْكُرُوْهُ كَمَا هَدٰىكُمْ ۚ وَاِنْ كُنْتُمْ مِّنْ قَبْلِهٖ لَمِنَ الضَّآلِّيْنَ ۝

"...અલ્લાહને યાદ કરો અને એવી રીતે યાદ કરો, જે રીતે તેણે તમને આદેશ આપ્યો છે, નહિં તો અગાઉ તમે લોકો ભટકી ગયેલા હતા."

(સૂરઃ બકરહ, આ. ૧૯૮)

## બેહૂદા કાર્યોની મનાઈ :

સર્વ બેહૂદા કામો પર પ્રતિબંધ મૂકી દેવામાં આવ્યો –

فَلَا رَفَثَ وَلَا فُسُوقَ وَلَا جِدَالَ فِي الْحَجِّ

"...હજ્જ દરમ્યાન તેનાથી કોઈ જાતીય કૃત્ય, કોઈ દુષ્કૃત્ય અને કોઈ લડાઈ-ઝઘડો ન થાય..." (સૂરઃ બકરહ, આ. ૧૯૭)

## કવિતાના દંગલો ઉપર પ્રતિબંધ :

કવિતાના મુકાબલા, પૂર્વજોના પરાક્રમો બદલ ગર્વ કરવો, ભાટાઈ અને પ્રશંસાના ગુણ-ગાનની હરીફાઈઓ, બધું જ બંધ કરી દેવામાં આવ્યું.

فَإِذَا قَضَيْتُم مَّنَاسِكَكُمْ فَاذْكُرُوا اللَّهَ كَذِكْرِكُمْ آبَاءَكُمْ أَوْ أَشَدَّ ذِكْرًا

"પછી જ્યારે પોતાની હજ્જની વિધિઓ પૂરી કરી લો, ત્યારે જેવી રીતે અગાઉ પોતાના બાપ-દાદાઓને યાદ કરતા હતા, એવી રીતે હવે અલ્લાહને યાદ કરો, બલ્કે એનાથી પણ વધુ." (સૂરઃ બકરહ, આ. ૨૦૦)

## દેખાડાની ઉદારતાનો અંત :

ઉદારતાની હરીફાઈઓ જે માત્ર દેખાવ કરવા અને ખ્યાતિ મેળવવા માટે થતી હતી, એ સૌને સમાપ્ત કરી દેવામાં આવી અને તેના સ્થાને એ જ હઝરત ઇબ્રાહીમ અલૈ.ના જમાનાની પદ્ધતિ પુનઃ જીવિત કરવામાં આવી, જે મુજબ માત્ર અલ્લાહના નામ ઉપર જ પશુઓની કુરબાની કરવામાં આવે, જેથી સુખી અને સમૃદ્ધ લોકોની ઉદારતા વડે ગરીબ હાજીઓને પણ ખાવાની તક પ્રાપ્ત થાય.

كُلُوا وَاشْرَبُوا وَلَا تُسْرِفُوا ۚ إِنَّهُ لَا يُحِبُّ الْمُسْرِفِينَ

"ખાઓ-પીઓ તથા હદથી આગળ ન વધો, અલ્લાહ હદથી વધી જનારાઓને પસંદ નથી કરતો." (સૂરઃ આ'રાફ, આ. ૩૧)

فَاذْكُرُوا اسْمَ اللّٰهِ عَلَيْهَا صَوَآفَّ ۚ فَاِذَا وَجَبَتْ جُنُوْبُهَا
فَكُلُوْا مِنْهَا وَاَطْعِمُوا الْقَانِعَ وَالْمُعْتَرَّ ۚ

"અને (કુરબાનીના) ઊંટોને અમે તમારા માટે અલ્લાહના પ્રતીકોમાં સામેલ કર્યા છે, તમારા માટે તેમાં ભલાઈ છે. તેથી તેમને ઊભા રાખીને તેમના પર અલ્લાહનું નામ લો, અને જ્યારે (કુરબાની થઈ ગયા પછી) તેમના પડખાઓ જમીન પર ટેકવાઈ જાય, તો તેમાંથી પોતે પણ ખાઓ અને તેમને પણ ખવડાવો જેઓ સંતોષ રાખી બેઠા છે અને તેમને પણ જેઓ તેની જરૂરત દર્શાવે. આ જાનવરોને અમે એ રીતે તમારા માટે વશમાં કર્યા છે, જેથી તમે આભાર દર્શાવો." (સૂરઃ હજ્જ, આ. ૩૬)

## કુરબાનીનું લોહી અને માંસ લપેડવું મોકૂફ :

કુરબાનીનું લોહી કા'બાની દીવાલો ઉપર ચોપડવા અને માંસના ટુકડા નાખવાની પદ્ધતિ બંધ કરી દેવામાં આવી અને હુકમ થયો –

لَنْ يَّنَالَ اللّٰهَ لُحُوْمُهَا وَلَا دِمَآؤُهَا وَلٰكِنْ يَّنَالُهُ التَّقْوٰى مِنْكُمْ ۚ

"ન તેમનું (પશુઓનું) માંસ અલ્લાહને પહોંચે છે, ન લોહી, બલ્કે તેને તમારો તકવા (સંયમ) જ પહોંચે છે." (સૂરઃ હજ્જ, આ. ૩૭)

## નગ્ન તવાફની મનાઈ :

નગ્ન તવાફની સખત મનાઈ કરી દેવામાં આવી અને ફરમાવવામાં આવ્યું –

قُلْ مَنْ حَرَّمَ زِيْنَةَ اللّٰهِ الَّتِيْٓ اَخْرَجَ لِعِبَادِهٖ

"હે નબી ! આમને કહો, કોણે અલ્લાહની એ શોભા (પોશાક)ને હરામ ઠેરવી દીધી, જેને અલ્લાહે પોતાના બંદાઓ માટે કાઢી હતી..."

(સૂરઃ આ'રાફ, આ. ૩૨)

قُلْ اِنَّ اللّٰهَ لَا يَاْمُرُ بِالْفَحْشَآءِ ۚ

"આમને કહો, અલ્લાહ નિર્લજ્જતાનો આદેશ કદાપિ આપતો નથી."

(સૂરઃ આ'રાફ, આ. ૨૮)

يٰبَنِيْٓ اٰدَمَ خُذُوْا زِيْنَتَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ

''હે આદમની સંતાન ! દરેક ઈબાદત વખતે શોભા (નો પોશાક) ધારણ કરો.'' (સૂરઃ આ'રાફ, આ. ૩૧)

## હજ્જના મહિનાઓમાં ફેરબદલી કરવાની મનાઈ :

હજ્જના મહિનાઓમાં ફેરબદલી કરવાને અને પ્રતિબંધિત મહિનાઓને લડવા માટે હલાલ કરવાને સખતાઈથી રોકી દેવામાં આવ્યા.

اِنَّمَا النَّسِيْٓءُ زِيَادَةٌ فِي الْكُفْرِ يُضَلُّ بِهِ الَّذِيْنَ كَفَرُوْا يُحِلُّوْنَهٗ عَامًا
وَّيُحَرِّمُوْنَهٗ عَامًا لِّيُوَاطِـُٔوْا عِدَّةَ مَا حَرَّمَ اللّٰهُ فَيُحِلُّوْا مَا حَرَّمَ اللّٰهُ ؕ

''નસી (હરામ મહિનાઓનો ક્રમફેર) તો કુફ્ર (અધર્મ)માં એક વધારાનું કુફ્રયુક્ત કૃત્ય છે જેના વડે આ કાફિર લોકો ગુમરાહીમાં નાખવામાં આવે છે. કોઈ વર્ષે એક મહિનાને હલાલ (વૈધ) કરી લે છે અને કોઈ વર્ષે તેને હરામ (અવૈધ) કરી દે છે, જેથી અલ્લાહના હરામ ઠેરવેલા મહિનાઓની સંખ્યા પૂરી પણ કરી દે અને અલ્લાહના હરામ ઠેરવેલાને હલાલ પણ કરી લે.'' (સૂરઃ તૌબા, આ. ૩૭)

## ભાથું સાથે લેવાનો આદેશ :

મુસાફરીનો સામાન લીધા વિના હજ્જ માટે નીકળવા ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો અને ઈર્શાદ ફરમાવવામાં આવ્યો –

وَتَزَوَّدُوْا فَاِنَّ خَيْرَ الزَّادِ التَّقْوٰى ۡ

''હજ્જની મુસાફરી માટે ભાથું સાથે લઈ જાઓ, અને સૌથી સારું ભાથું પરહેજગારી છે.'' (સૂરઃ બકરહ, આ. ૧૯૭)

## હજ્જમાં રોજી કમાવાની પરવાનગી :

હજ્જની મુસાફરીમાં કમાણી ન કરવાને નેકીનું કામ અને રોજી કમાવાને ગેરકાયદે સમજવાના ખ્યાલને રદિયો આપવામાં આવ્યો.

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ ؕ

"જો હજ્જની સાથે-સાથે તમે પોતાના રબની કૃપા પણ શોધતા રહો, તો તેમાં કોઈ વાંધો નથી." (સૂરઃ બકરહ, આ. ૧૯૮)

## અજ્ઞાનતાના રિવાજોનો અંત :

મૌન હજ્જ અને ભૂખ્યા-તરસ્યા હજ્જ કરવાથી પણ રોકી દેવામાં આવ્યા અને આવી રીતે અજ્ઞાનતાના બીજા રિવાજોને પણ ખતમ કરી દઈને હજ્જને અલ્લાહથી ડરવા, શુદ્ધતા તથા સાદાઈ અને ફકીરીનો સંપૂર્ણ નમૂનો બનાવી દેવામાં આવ્યું. હાજીઓને આદેશ આપવામાં આવ્યો કે તમે પોતાના ઘરેથી નીકળતી વખતે પોતાને દુનિયાની તમામ અપવિત્રતાઓથી શુદ્ધ કરી લો, કામવાસનાનો ત્યાગ કરી દો, પત્નીઓ સાથે પણ હજ્જના સમય દરમ્યાન પતિ-પત્નીના સંબંધ છોડી દો, ગાળાગાળી અને બેહૂદા કૃત્યોથી દૂર રહો.

## 'મીકાત'નું નિર્ધારણ :

કા'બા તરફ જતા બધા જ માર્ગો ઉપર વીસ-પચ્ચીસ માઈલે સરહદો આંકી દેવામાં આવી, જેથી આ હદથી આગળ વધતા પહેલાં સૌ પોત-પોતાના પોશાક બદલીને 'એહરામ'નો ફકીરી પોશાક ધારણ કરી લે અને સૌ ધનવાનો અને ગરીબો સમાન થઈ જાય તથા બધા જ અલ્લાહના દરબારમાં ફકીર બનીને વિનમ્રતાપૂર્વક હાજર થાય.

## શાંતિમય વાતાવરણનો આદેશ :

'એહરામ' બાંધ્યા પછી મનુષ્યનું લોહી વહેવડાવવાની વાત તો દૂર રહી, પશુઓના શિકારની પણ મનાઈ કરી દેવામાં આવી, જેથી શાંતિપ્રિયતા ઉદ્દભવે, પશુતા દૂર થઈ જાય અને સ્વભાવ ઉપર રૂહાનિયત છવાયેલી રહે. હજ્જના ચાર માસ એટલા માટે પ્રતિબંધિત ઠરાવવામાં આવ્યા છે, જેથી આ સમય દરમ્યાન કોઈ લડાઈ-ઝઘડો ન થાય, કા'બા તરફ જતા બધા જ માર્ગો ઉપર શાંતિ જળવાય અને 'હરમ'ના યાત્રાળુઓને કોઈ હેરાન ન કરે. આવી સ્થિતિમાં જ્યારે હાજી 'હરમ'માં પહોંચે, તો એના માટે મેળા, ખેલ-તમાશા, નાચ-ગાન વિગેરે કંઈ નથી; બલ્કે ડગલે-ને-પગલે ખુદાનું સ્મરણ છે, નમાઝો છે, ઈબાદતો છે, કા'બાનો 'તવાફ' છે, અને કોઈ પોકાર છે, તો એક માત્ર આ કે –

એક જ સૂત્ર તલબિયહ :

لَبَّيْكَ اللّٰهُمَّ لَبَّيْكَ، لَبَّيْكَ لاَ شَرِيْكَ لَكَ لَبَّيْكَ إِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَكَ وَالْمُلْكَ، لاَ شَرِيْكَ لَكَ.

**લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક લા-શરીક લક લબ્બૈક, ઈન્નલ્ હમ્દ વન્-નિઅ્મત લક વલ્ મુલ્ક, લાશરીક લક.**

"હાજર છું મારા અલ્લાહ ! હું હાજર છું, હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી, હું હાજર છું. બેશક તમામ સ્તુતિ તારા જ માટે છે. નેઅ્મતો સૌ તારી જ છે, સમગ્ર બાદશાહી તારી છે, તારો કોઈ ભાગીદાર નથી."

આવા જ શુદ્ધ અને સ્વચ્છ, નિઃસ્વાર્થ અને નિખાલસ હજ્જ વિષે નબી સલ્લ.એ ફરમાવ્યું –

مَنْ حَجَّ لِلّٰهِ فَلَمْ يَرْفُرْثُ وَلَمْ يَفْسُقْ رَجَعَ كَيَوْمٍ وَّ لَدَتْهُ اُمُّهُ.

અર્થાત્ "જેણે અલ્લાહ માટે હજ્જ કરી અને તેમાં વાસના અને આજ્ઞાભંગથી દૂર રહ્યો, તે એ રીતે પાછો ફર્યો જાણે આજે જ પોતાની માતાના પેટથી પેદા થયો છે."

ફરજિયાત ઈબાદત તરીકે હજ્જનું મહત્ત્વ :

હવે તમારા સામે હજ્જના ફાયદા વર્ણવતા પહેલાં એ પણ બતાવી દેવું જરૂરી છે કે આ 'ફર્ઝ' કેવી 'ફર્ઝ' છે. કુર્આન-મજીદમાં અલ્લાહતઆલા ફરમાવે છે –

وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيْلًا ۗ وَمَنْ كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِيٌّ عَنِ الْعٰلَمِيْنَ ۝

"લોકો ઉપર અલ્લાહનો આ હક્ક છે કે જે આ ઘર સુધી પહોંચવાની શક્તિ ધરાવતો હોય, તે આ ઘરની હજ્જ કરે અને જે કોઈ આ હુકમનું પાલન કરવાનો ઈન્કાર કરે તો તેણે જાણી લેવું જોઈએ કે અલ્લાહને દુનિયાવાળાઓની કોઈ જરૂર નથી." (સૂરઃ આલે ઈમરાન, આ. ૯૭)

આ આયતમાં સામર્થ્ય ધરાવવા છતાં જાણી-જોઈને હજ્જ ન કરવાને 'કુફ્ર' સાથે સરખાવવામાં આવ્યું છે અને તેની સમજૂતી નબી સલ્લ.ની આ બે હદીસો ઉપરથી મળે છે –

مَنْ مَّلَكَ زَادً وَّرَاحِلَةً تُبَلِّغُه' اِلٰى بَيْتِ اللّٰهِ وَلَمْ يَحُجَّ فَلاَ عَلَيْهِ اَنْ يَّمُتْ يَهُوْدِيًّا اَوْ نَصْرَانِيًّا.

અર્થાત્ "જે વ્યક્તિ મુસાફરીનો સામાન અને વાહન ધરાવતી હોય, જેનાથી 'બયતુલ્લાહ' સુધી પહોંચી શકાતું હોય, અને પછી પણ હજ્જ ન કરે તો તેનું આ સ્થિતિમાં મરણ પામવું અને યહૂદી કે ખ્રિસ્તી બનીને મરણ પામવું સમાન છે."

مَن لَمْ يَمْنَعُه' مِنَ الْحَجِّ حاجَةٌ ظَاهِرَةٌ اَوْ سُلْطَانٌ جاَئِرٌ اَوْ مَرَضٌ حابِسٌ فَمَاتَ وَلَمْ يَحُجَّ فَلْيَمُتْ اَنْ شاَءَ يَهُوْدِيًّا وَاِنْ شاَءَ نَصْرَانِيًّا.

"જે વ્યક્તિને ન તો હજ્જની કોઈ સ્પષ્ટ જરૂરતોએ રોકી હોય, ન કોઈ જુલ્મી રાજાએ, ન કોઈ અટકાવનારી બીમારીએ અને પછી તેણે હજ્જ ન કરી હોય, અને એ જ હાલતમાં તેને મોત આવે તો તેને અધિકાર છે, ચાહે યહૂદી બનીને મરે કે ખ્રિસ્તી બનીને."

અને આ જ તફસીર હઝરત ઉમર રદિ.એ કરી, જ્યારે તેમણે કહ્યું કે, "જે લોકો સામર્થ્ય ધરાવવા છતાં હજ્જ નથી કરતા, મારી ઈચ્છા થાય છે કે તેમના ઉપર 'જિઝયા' (આર્થિક દંડ) નાખું, તેઓ મુસલમાન નથી, તેઓ મુસલમાન નથી."

અલ્લાહતઆલાના આ ફરમાન અને રસૂલ સલ્લ. અને તેમના ખલીફાની આ સ્પષ્ટતાથી તમને અંદાજ આવી ગયો હશે કે આ 'ફર્ઝ' એવી 'ફર્ઝ' નથી કે મનમાં આવે તો પૂરી કરો અને મન કરે તો ટાળી દો, બલ્કે એવી ફરજ છે કે કા'બા સુધી પહોંચવા માટે ખર્ચ ધરાવતા મુસલમાન અને હાથ-પગથી અપંગ ન હોય એવા દરેક મુસલમાનને જીવનમાં એક વખત ફરજિયાત પણે હજ્જ કરવી જોઈએ, ચાહે તે દુનિયાના ગમે તે ખૂણામાં હોય અને ચાહે તેના ઉપર કુટુંબ અને ધંધા-વેપાર કે નોકરી વગેરેની ગમે તેવી જવાબદારીઓ હોય. જે લોકો સામર્થ્ય ધરાવવા છતાં હજ્જ કરવાનું ટાળે છે અને સેંકડો વ્યસ્તતાઓના બહાના હેઠળ વર્ષો વર્ષ આમ જ પસાર કરતા જાય છે, તેમણે પોતાનું ઈમાન સંભાળવાની જરૂર છે. રહ્યા એ લોકો

કે જેમને આખીય જિંદગીમાં ક્યારેય આ વિચાર જ આવતો નથી કે હજ્જ પણ એક 'ફર્ઝ' છે, જે તેમણે પૂરી કરવાની છે, તેઓ આ જગતમાં મુસાફરી કરતાં રહે છે, 'યુરોપીયન કાબા' તરફ જતા-આવતાં હિજાઝના કિનારા ઉપરથી પસાર થઈ જાય છે, જ્યાથી મક્કા-મુકર્રમહ થોડાક કલાકના અંતરે છે અને તેમ છતાં હજ્જનો વિચાર સુદ્ધાં એમના દિલમાં નથી આવતો, તેઓ તો મુસલમાન જ નથી. જૂઠું બોલે છે, તેઓ જો પોતાને મુસલમાન કહેતા હોય અને જેઓ એમને મુસલમાન સમજે છે, તેઓ ખરેખર કુર્આનની શિક્ષાથી અજાણ અને અજ્ઞાનીઓ છે. એમના દિલમાં જો મુસલમાનો માટે દર્દ પેદા થતું હોય તો થાય, અલ્લાહની આજ્ઞાઓના પાલન અને તેના આદેશ ઉપર ઈમાન લાવવાની ભાવના તો હરગિજ એમના દિલમાં નથી.

— ● —

## પ્રકરણ – ૩

# હજ્જના ફાયદા

મુસલમાન ભાઈઓ ! કુર્આન-મજીદમાં જ્યાં-જ્યાં એ ઉલ્લેખ આવ્યો છે કે અલ્લાહત્આલાએ હઝરત ઈબ્રાહીમ અલૈ.ને હજ્જનું જાહેર એલાન કરવાનો આદેશ આપ્યો હતો, ત્યાં આ આજ્ઞાનું પહેલું કારણ પણ વર્ણવવામાં આવ્યું છે કે –

لِّيَشْهَدُوا مَنَافِعَ لَهُمْ

"જેથી તેઓ (લોકો) ફાયદાઓ જુએ, જે અહીં (આ હજ્જમાં) તેમના માટે રાખવામાં આવ્યા છે." (સૂરઃ હજ્જ, આ. ૨૮)

અર્થાત્ આ યાત્રા કરીને અને આ જગ્યાએ ભેગા થઈને તેઓ ખુદ પોતાની આંખો વડે જોઈ લે કે આ એમના જ ફાયદા માટે છે, અને આમાં જે ફાયદાઓ છુપાયેલા છે એમનો અંદાજ ત્યારે જ કરી શકાય છે, જ્યારે માણસ આ કામ જાતે જ કરીને જુએ.

હઝરત ઈમામ અબૂ હનીફા રહ. વિષે એક રિવાયત છે કે જ્યાં સુધી તેમણે હજ્જ કરી ન હતી, ત્યાં સુધી તેઓ એ બાબતમાં ચોક્કસ ન હતા કે ઇસ્લામી ઈબાદતોમાં સૌથી શ્રેષ્ઠ ઈબાદત કઈ છે. પરંતુ જ્યારે તેમણે જાતે હજ્જ કરીને એ બેહિસાબ ફાયદાઓ જોયા, જે આ ઈબાદતોમાં છુપાયેલા છે, તો નિઃસંકોચ પોકારી ઊઠ્યા કે બેશક હજ્જ સૌથી શ્રેષ્ઠ છે.

આવો, હવે હું આપને ટૂંકમાં આના ફાયદાઓ જણાવું.

## હજ્જની મુસાફરીનો પ્રકાર :

દુનિયાના લોકો સામાન્ય રીતે બે પ્રકારની મુસાફરીઓથી પરિચિત છે. એક એ, જે રોજી-રોટી કમાવવાના હેતુથી કરવામાં આવે છે અને બીજી એ, જે પર્યટનના હેતુથી કરવામાં આવે છે. આ બંને પ્રકારની મુસાફરીઓમાં સ્વહિત અને પોતાની ઇચ્છાઓ માણસને બહાર નીકળવા પ્રેરે છે. ઘર છોડે છે તો પોતાના હિત માટે, બાળકો

અને સગાથી વિખૂટો પડે છે તો પોતાના જ માટે, ધન ખર્ચે છે અથવા સમય ખર્ચે છે તો પોતાનો હેતુ પામવા. આથી કુરબાનીનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. પરંતુ એ મુસાફરી જેનું નામ હજ્જ છે, તેની વાત જ જુદી છે અને બધી જ મુસાફરીઓ કરતાં તેનું સ્થાન જુદું છે. આ મુસાફરી પોતાના કોઈ હિત કે પોતાની કોઈ ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે નથી, બલ્કે માત્ર અલ્લાહ માટે જ છે અને એ ફરજ પૂરી કરવા માટે છે, જે અલ્લાહે ઠરાવી છે. આ મુસાફરી કરવા માટે કોઈ વ્યક્તિ ત્યાં સુધી તૈયાર થઈ જ શકતી નથી, જ્યાં સુધી તેના હૃદયમાં અલ્લાહ માટે પ્રેમ ન હોય, તેનો ડર ન હોય અને તેણે ઠરાવેલી 'ફર્ઝ'ને 'ફર્ઝ' સમજવાનો ખ્યાલ ન હોય. તેથી જે વ્યક્તિ પોતાના ઘર-પરિવારની લાંબા સમયની જુદાઈ, પોતાના સગા-સ્નેહીઓની જુદાઈ, પોતાના વેપાર-ધંધાનું નુકસાન, પોતાના પૈસાનો ખર્ચ અને મુસાફરીની તકલીફો વેઠીને હજ્જ કરવા નીકળે છે, તેનું નીકળવું ખુદ એ પુરવાર કરે છે કે તેના અંદર અલ્લાહનો ડર છે અને તેનો પ્રેમ પણ છે અને ફરજ પ્રત્યે સભાનતા પણ છે તેમજ તેની અંદર એ તાકાત પણ મોજૂદ છે કે જો ક્યારેક અલ્લાહના માર્ગમાં નીકળવાની જરૂર ઊભી થાય તો તે નીકળી શકે છે, તકલીફો વેઠી શકે છે, પોતાના ધન અને આરામને ખુદાની પ્રસન્નતા માટે કુરબાન કરી શકે છે.

## નેકી અને તકવા પ્રત્યે રુચિ :

પછી જ્યારે તે આવા પવિત્ર ઇરાદા સાથે મુસાફરી માટે તૈયાર થાય છે, તો તેની માનસિક સ્થિતિ કંઈક બીજી જ હોય છે. જે દિલમાં ખુદાના પ્રેમની આગ સળગી ઊઠી હોય અને જેને એ તરફ લગની લાગી ગઈ હોય, તેમાં પછી નેક વિચારો જ આવવા માંડે છે, ગુનાઓથી તોબા કરે છે અને લોકો પાસે પોતાની ભૂલો માફ કરાવે છે. તેના ઉપર કોઈ બીજા હક્કો હોય, તો તેને અદા કરવાની તે ચિંતા કરે છે, જેથી અલ્લાહના દરબારમાં બંદાઓના હક્કોનો બોજ ઉપાડીને ન જાય. બૂરાઈથી તેનું હૃદય નફરત કરવા લાગે છે અને કુદરતી રીતે ભલાઈ તરફ તે ઢળવા લાગે છે. પછી મુસાફરી માટે નીકળતાની સાથે જ જેમ-જેમ તે ખુદાના ઘર તરફ આગળ વધતો જાય છે, તેમ-તેમ તેના અંદર આ નેકીની ભાવાના પણ વધતી જાય છે. તે હંમેશાં પ્રયત્નશીલ રહે છે કે કોઈને પણ તેનાથી તકલીફ ન પહોંચે અને જેની પણ જેટલી મદદ થઈ શકે તેટલી કરે. અપશબ્દો, અશિષ્ટતા, નિર્લજ્જતા, અપ્રમાણિકતા અને ઝઘડાખોરીથી તેનું અંતર જ તેને અંદરથી રોકે છે, કેમ કે તે ખુદાના માર્ગમાં જઈ રહ્યો છે. અલ્લાહના 'હરમ'નો મુસાફર હોય અને પછી બૂરા કામ કરતો રહે, એવું શરમજનક કાર્ય કોઈ કેવી રીતે કરી શકે ? અને આ મુસાફરી તો સંપૂર્ણપણે ઇબાદત છે. આ ઇબાદતની હાલતમાં એ જુલ્મ અને અવજ્ઞા કેવી રીતે સંભવી શકે ? બીજી બધી જ મુસાફરીઓથી ઊલ્ટી આ એક એવી મુસાફરી છે, જે હર પળે માનવીના અંતરને શુદ્ધ કરતી રહે છે.

આને એમ સમજો કે એક જબરજસ્ત સુધારક અભ્યાસક્રમ છે, જેમાંથી એ દરેકને પસાર થવું જ પડે છે, જે હજ્જ માટે જાય.

## એહરામ અને તેની શરતો :

મુસાફરીનો એક ભાગ પૂરો કર્યા પછી એક ખાસ હદ આવે છે, જ્યાંથી કોઈ પણ મુસલમાન, જે મક્કા જવા માગતો હોય 'એહરામ' બાંધ્યા વિના આગળ જઈ શકતો નથી. આ 'એહરામ' શું છે ? એક ફકીરી પોશાક, જેમાં એક લુંગી, એક ચાદર અને પગરખા સિવાય બીજું કંઈ હોતું નથી. અર્થાત્ અત્યાર સુધી તમે જે કંઈ હતા તે હતા, પરંતુ હવે જ્યારે તમારે ખુદાના દરબારમાં જવાનું છે, તો ફકીર બનીને જાઓ. બાહ્ય દેખાવે પણ ફકીર બનો અને હૃદયથી પણ ફકીર બનવાની કોશિશ કરો. રંગબેરંગી વસ્ત્રો અને શણગારભર્યો પોશાક ઉતારી નાંખો, સાદગીભર્યો ફકીરી પોશાક પહેરી લો. મોજા ન પહેરો, માથું ઉઘાડું રાખો, સુગંધ ન લગાડો, વાળ ન ઓળો, દરેક પ્રકારના શોભા-શણગારથી દૂર રહો. પતિ-પત્ની તરીકેના સંબંધો બંધ રાખો, બલ્કે એવી ચેષ્ટાઓ પણ ન કરો તેમજ એવી વાતો પણ ન કરો જે આવા સંબંધોને ઉત્તેજન અપાવે કે તેની યાદ અપાવડાવે. શિકાર ન કરો, બલ્કે શિકારીને શિકારનું નિશાન લેવામાં અથવા તેની તરફ આંગળી ચીંધવાથી પણ દૂર રહો. બાહ્ય રીતે જ્યારે આ રંગ અપનાવશો તો આંતરિક સ્થિતિ ઉપર પણ આની અસર પડશે. અંદરથી તમારું હૃદય પણ ફકીર બનશે. મોટાઈ અને ઘમંડ નીકળી જશે, ગરીબી અને શાંતિપ્રિયતા પેદા થશે. દુનિયા અને તેની લિજ્જતોમાં ફસાવાથી જે અશુદ્ધિ તમારા આત્માને લાગી હતી, તે ધોવાઈ જશે અને ખુદાનો ડર તમારા ઉપર છવાઈ જશે.

'એહરામ' બાંધવાની સાથે જ, જે બોલ હાજીના મુખમાંથી નીકળે છે, જેને તે દરેક નમાઝ પછી, દરેક ચઢાણો વખતે, દરેક ઢલાણો ઉપરથી ઊતરતી વખતે, દરેક કાફલાઓને મળતી વખતે તથા દરરોજ સવારે ઊંઘમાંથી ઊઠતાં જ મોટા અવાજે બોલે છે, તે આ છે :

لَبَّیْکَ اللّٰھُمَّ لَبَّیْکَ، لَبَّیْکَ لاَ شَرِیْکَ لَکَ لَبَّیْکَ اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ

وَالْمُلْکَ، لاَ شَرِیْکَ لَکَ.

***લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક લાશરીક લક લબ્બૈક, ઈન્નલ્ હમ્દ વન્-નિઅ્મત લક વ-લ્ મુલ્ક, લાશરીક લક.***

અર્થાત્ "હાજર છું, મારા અલ્લાહ ! હું હાજર છું, હાજર છું, તારો કોઈ

ભાગીદાર નથી, હું હાજર છું. નિઃશંક પ્રશંસા બધી તારા માટે જ છે. નેઅ્મતો બધી તારી જ છે અને સમગ્ર બાદશાહી તારી છે. તારો કોઈ ભાગીદાર નથી."

આ હકીકતમાં હજ્જના એ જાહેર એલાનનો જવાબ છે, જે સાડા ચાર હજાર વર્ષ અગાઉ હઝરત ઈબ્રાહીમ અલૈ.એ અલ્લાહના હુકમથી આપ્યો હતો. પિસ્તાળીસ સદીઓના વહાણા વહી ગયા, જ્યારે અલ્લાહના આ સૌ પ્રથમ ઉદ્‌ઘોષકે પોકાર કર્યો હતો –

"અલ્લાહના બંદાઓ ! અલ્લાહના ઘર તરફ આવો. ધરતીના ખૂણે-ખૂણાથી આવો. ચાહે પગપાળા આવો, ચાહે વાહનો ઉપર સવાર થઈને આવો."

જવાબ રૂપે આજ સુધી હરમે-પાક•નો દરેક મુસાફર બુલંદ અવાજે કહી રહ્યો છે –

"હું હાજર છું, મારા અલ્લાહ ! હું હાજર છું, હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી, હું માત્ર તારા બોલાવ્યે હાજર થયો છું. પ્રશંસા તારા માટે જ છે. નેઅ્મતો તારી છે. બાદશાહી તારી છે. કોઈ વસ્તુમાં તારો કોઈ ભાગીદાર નથી."

આ રીતે 'લબ્બૈક'ના દરેક પોકાર સાથે હાજીનો સંબંધ શુદ્ધ અને સાચી ખુદાપરસ્તીના એ આંદોલન સાથે સ્થપાઈ જાય છે, જે હઝરત ઈબ્રાહીમ અલૈ. અને હઝરત ઈસ્માઈલ અલૈ.ના વખતથી ચાલતું આવે છે. સાડાચાર હજાર વર્ષનો ગાળો વચ્ચેથી વહી જાય છે અને લાગે છે કે જાણે એક બાજુથી અલ્લાહ તરફથી હઝરત ઈબ્રાહીમ અલૈ. પોકારી રહ્યા છે અને બીજી બાજુથી આ જવાબ આપી રહ્યો છે. જવાબ આપતો જાય છે અને આગળ વધતો જાય છે. જેમ-જેમ આગળ વધે છે, તેમ-તેમ તેના ઉપર આ હાલત વધુ છવાતી જાય છે. દરેક ચઢાણ અને ઉતરાણ ઉપર તેના કામોમાં અલ્લાહના એલાનના શબ્દો ગુંજે છે અને આ તેના જવાબમાં 'લબ્બૈક' બોલતો-બોલતો આગળ વધે છે. દરેક કાફલો તેને ત્યાંનો જ સંદેશ લાવનાર દેખાય છે અને એક પ્રેમીની જેમ તે તેનો સંદેશ સાંભળીને પોકારી ઊઠે છે, 'હું હાજર છું, હું હાજર છું.' દરેક નવા દિવસનો ઉદય તેના માટે જાણે મિત્રનો સંદેશ લાવે છે અને ઉષાના અજવાળામાં આંખો ખોલતા જ તે 'લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક'નો અવાજ બુંલદ કરવા લાગે છે. કહેવાનો આશય એમ છે કે આ તેના વારંવારના પોકાર, 'એહરામ'ના ફકીરી પોશાક, મુસાફરીની સ્થિતિ અને ક્ષણે-ક્ષણે કા'બાની વધુ નિકટ થતા જવાની સ્થિતિ ભેગા મળીને એવું આહ્‌લાદક વાતાવરણ સર્જે છે કે હાજી અલ્લાહના પ્રેમમાં પોતાને ખોઈ બેસે છે અને તેના હૃદયમાં માત્ર મિત્રની યાદ સિવાય કંઈ બાકી રહેતું નથી. અલ્લાહના પ્રેમના અગ્નિએ બીજી બધી જ વસ્તુઓને પાક કરી દીધી, હવે માત્ર મિત્રની યાદ જ હૃદયમાં વસે છે.

• ખાન-એ-કાબા

## તવાફે—ઝિયારત :

આવી મનો-સ્થિતિ સાથે હાજી મક્કા પહોંચ્યો છે અને જતાં જ સીધો એ દિશા પકડે છે, જે તરફથી તેને બોલાવવામાં આવ્યો છે. મિત્રના ઘરને ચુંબન કરે છે, ત્યાર પછી પોતાની શ્રદ્ધા, પોતાના ઈમાન અને પોતાના દીન (ધર્મ)ના કેન્દ્રની આસ-પાસ ફરે છે તથા દરેક ફેરો ઘરને ચુમવાથી શરૂ કરે છે અને તેના ચુમવા સાથે જ સમાપ્ત કરે છે.•

આના પછી 'મકામે ઇબ્રાહીમ' ઉપર બે રકઅત નમાઝ સલામીની પઢે છે, ત્યારબાદ ત્યાંથી નીકળીને 'સફા'ની ટેકરી ઉપર ચઢે છે અને ત્યાંથી જ્યારે કા'બા ઉપર નજર પડે છે, તો પોકારી ઉઠે છે –

لَآ اِلٰهَ اِلَّااللّٰهُ وَلَا نَعْبُدُ اِلَّآ اِيَّاه، مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ.

અર્થાત્ "અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી, કોઈ બીજાની અમે બંદગી નથી કરતા, અમારું આજ્ઞાપાલન ફક્ત અલ્લાહ માટે જ વિશિષ્ટ છે, ચાહે કાફિરોને ગમે તેટલું નાપસંદ હોય."

## સફા અને મરવહની સઈ :

પછી તે 'સફા' અને 'મરવહ' વચ્ચે દોડે છે, જાણે પોતાની હાલત વડે એ વાતનો પુરાવો આપી રહ્યો છે કે આવી જ રીતે પોતાના માલિકની સેવામાં તે આમ જ તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે હંમેશા પ્રયત્નશીલ રહેશે. આ દોડ દરમ્યાન ક્યારેક તેના મુખેથી આ શબ્દો નીકળે છે –

اَللّٰهُمَّ اسْتَعْمِلْنِىْ بِسُنَّةِ نَبِيِّكَ وَتَوَفَّنِىْ عَلٰى مِلَّتِهٖ وَاَعِذْنِىْ مِنْ مُضِلَّاتِ الْفِتَنِ.

અર્થાત્ "હે ખુદા ! મારાથી કામ લે એ પદ્ધતિ મુજબ, જે તારા નબી (સલ્લ.)ની પદ્ધતિ છે અને મને મોત આપ એ માર્ગ ઉપર, જે તારા નબી (સલ્લ.)નો માર્ગ છે અને જિંદગીમાં મને બચાવ એ ફિત્નાઓથી, જે સીધા માર્ગથી ભટકાવી દેનારા છે."

• હજ્રે-અસ્વદ (કાળો પથ્થર)ને ચુંબન કરવા સામે અજ્ઞાની લોકો ખૂબ વાંધો ઉઠાવે છે. તેઓ કહે છે કે આ પણ એક પ્રકારની મૂર્તિપૂજા જ છે ને, જો કે વાસ્તવમાં આ જગ્યાને ચુંબન સિવાય તેનું કોઈ મહત્ત્વ નથી. કા'બાનો તવાફ હજ્રે-અસ્વદના સામેથી શરૂ કરવામાં આવે છે અને સાત તવાફના વચ્ચે પ્રત્યેક તવાફ પૂરો થતાં હજ્રે-અસ્વદને ચુંબન કરવામાં આવે છે અથવા તેના તરફ ઇશારો કરી દેવામાં આવે છે. આમાં કોઈ નાનો સરખો અંશ પણ હજ્રે-અસ્વદની પૂજાનો જોવા મળતો નથી. હઝરત ઉમર રદિ.નું તે કથન ખૂબ પ્રસિદ્ધ છે કે તેમણે હજ્રે-અસ્વદને સંબોધીને ફરમાવ્યું હતું કે, "હું જાણું છું કે તુ માત્ર એક પથ્થર છે. જો અલ્લાહના રસૂલ સલ્લ.એ તને ચુંબન ન કર્યું હોત તો હું કદાપિ તને ચુંબન ન કરતો."

અને ક્યારેક કહે છે –

رَبِّ اغْفِرْ وَارْحَمْ وَتَجَاوَزْ عَمَّا تَعْلَمْ اِنَّكَ اَنْتَ الْاَعَزُّ وَالْاَكْرَمُ.

"પરવરદિગાર !, માફ કર અને દયા કર, મારા જે ગુનાહ તું જાણે છે, એમને દરગુજર કર. તારી શક્તિ સૌથી વધુ છે અને તારી કૃપા પણ સૌથી વધુ છે."

## મિના, અરફાત અને મુઝદલિફામાં રોકાણ :

આ પછી, જાણે તે અલ્લાહનો સૈનિક બની જાય છે અને હવે પાંચ-છ દિવસ તેને પડાવનું જીવન પસાર કરવાનું હોય છે. એક દિવસ 'મિના'માં પડાવ છે, બીજા દિવસે 'અરફાત'માં કેમ્પ હોય છે અને ખુત્બામાં કમાન્ડરના આદેશો સાંભળે છે, રાત 'મુઝ્દલિફા'માં જઈને છાવણી નાખવામાં આવે છે.

## રમી-જિમાર :

દિવસ નીકળતા 'મિના' તરફ કૂચ થાય છે અને ત્યાં એ સ્તંભો ઉપર કાંકરા મારવામાં આવે છે, જ્યાં સુધી હાથીવાળાનું લશ્કર કા'બાને તોડી પાડવા માટે પહોંચી ગયું હતું. કાંકરા મારતી વખતે અલ્લાહનો સૈનિક બોલતો જાય છે –

اَللّٰهُ اَكْبَرُ رَغْمًا لِّلشَّيْطٰنِ وَ حِزْبِهٖ.

તથા

اَللّٰهُمَّ تَصْدِيْقًا بِكِتٰبِكَ وَاتِّبَاعًا لِّسُنَّةِ نَبِيِّكَ.

આ કાંકરા મારવાનો અર્થ આ છે કે હે ખુદા, જે તારા દીનને મિટાવવા અને તારા બોલને નીચો પાડવા માટે ઊઠશે, હું તેના સામે તારો બોલ ઊંચો કરવા માટે આમ લડીશ. પછી એ જ જગ્યાએ કુરબાની કરવામાં આવે છે, જેથી અલ્લાહના માર્ગમાં લોહી વહેવડાવવાના નિશ્ચય અને નિર્ધારની આ અમલ વડે જાહેરાત થઈ જાય. પછી ત્યાંથી કા'બાની દિશા પકડવામાં આવે છે, જેવી રીતે સૈનિક પોતાની ફરજ બજાવીને પોતાના મુખ્ય મથક તરફ પાછો ફરે છે, 'તવાફ' અને બે રકઅત નમાઝ પતાવી લીધા પછી 'એહરામ' ખુલી જાય છે. જે કંઈ 'એહરામ'ની હાલતમાં હરામ કરવામાં આવ્યું હતું, તે ફરી હલાલ થઈ જાય છે અને હવે હાજીનું જીવન ફરીથી રાબેતા મુજબનું થઈ જાય છે. આ રાબેતા મુજબના જીવનમાં પાછા ફર્યા પછી હાજી 'મિના' જઈને ફરી વાર રોકાણ કરે છે અને બીજા દિવસે એ પથ્થરના સ્તંભો ઉપર એક પછી એક કાંકરા મારે છે, જેને 'જમરાત' કહે છે અને જે હકીકતમાં હાથીવાળા લશ્કરની હાર અને વિનાશની યાદગાર

છે, જે રસૂલુલ્લાહ સલ્લ.ના જન્મના વર્ષે બરોબર હજ્જ વખતે અલ્લાહના આ ઘરને તોડી પાડવા માટે આવ્યું હતું અને જેને અલ્લાહના હુકમથી આકાશના પક્ષીઓએ કાંકરા મારી-મારીને નષ્ટ કરી દીધું હતું.• ત્રીજા દિવસે ફરી આ સ્તંભો ઉપર કાંકરા માર્યા પછી હાજી મક્કા પાછો ફરે છે અને સાત વખત પોતાના દીનના કેન્દ્રનો 'તવાફ' કરે છે. આ વિદાયનો 'તવાફ' છે અને આનાથી ફારેગ થવાનો અર્થ હજ્જથી ફારેગ થવાનો છે.

## હજ્જની બરકતો અને અસરો :

આ બધી જ વિગતો જે તમે સાંભળી, એના ઉપરથી આપ કલ્પી શકો છો કે હજ્જનો ઈરાદો અને તેની તૈયારી કરવાથી લઈને પોતાના ઘરે પાછા આવતાં સુધી બે-ત્રણ મહિનાની મુદ્દતમાં, કેવી જબરજસ્ત અસરો માણસના દિલ અને દિમાગ ઉપર પડે છે. આમાં સમયની કુરબાની છે, ધનની કુરબાની છે, આરામ અને સુખ-ચેનની કુરબાની છે, અનેક સાંસારિક સંબંધોની કુરબાની છે, કામેચ્છાઓ અને તેની લિજ્જતોની કુરબાની છે અને આ બધું જ અલ્લાહ ખાતર છે. કોઈ અંગત હિત આમાં સામેલ નથી. પછી આ મુસાફરીમાં સંયમ અને અલ્લાહના ડર સાથે સતત અલ્લાહનું સ્મરણ અને ખુદા પ્રત્યે પ્રેમ અને ઇશ્કની જે પરિસ્થિતિ માણસ ઉપર છવાઈ જાય છે, તે પોતાની એક કાયમી છાપ હૃદય પર મૂકી જાય છે, જેની અસરો વર્ષો સુધી બાકી રહે છે. પછી 'હરમ'ની ભૂમિમાં પહોંચીને ડગલે-ને-પગલે માનવી તે લોકોના યાદગાર સ્થળો જુએ છે, જેમણે અલ્લાહની બંદગી અને આજ્ઞાપાલનમાં પોતાનું સર્વસ્વ કુરબાન કર્યું, જગત સામે લડ્યા, કષ્ટ ઉઠાવ્યું, દેશનિકાલ થયા, જુલ્મો સહન કર્યા, પરંતુ છેવટે અલ્લાહનો 'કલિમા' બુંલદ કરીને રહ્યા અને એ દરેક અસત્ય શક્તિને હરાવીને જ દમ લીધો, જે મનુષ્ય પાસે અલ્લાહ સિવાય બીજા કોઈની બંદગી કરાવવા માગતી હતી. આ ખુલ્લી નિશાનીઓ અને પવિત્ર અવશેષો જોઈને ખુદાથી ડરનાર કોઈ પણ મનુષ્ય નિર્ધાર અને હિંમત તેમજ અલ્લાહના માર્ગમાં જિહાદનો જે પાઠ મેળવી શકે છે, ભાગ્યે જ કોઈ બીજી વસ્તુમાંથી મેળવી શકે. પછી કા'બાના 'તવાફ'નો દીનના કેન્દ્ર સાથે જે સંબંધ હોય છે અને હજ્જની વિધિમાં દોડા-દોડ, કૂચ અને રોકાણ દ્વારા મુજાહિદના જીવનનો જે અભ્યાસ કરાવવામાં આવે છે, તેને જો તમે નમાઝ, રોઝા અને ઝકાત સાથે સરખાવીને જુઓ, તો તમને જણાશે કે

• સામાન્ય રીતે એ મશહૂર છે કે કાંકરા મારવાની આ ક્રિયા એ બનાવની યાદગીરી રૂપે કરવામાં આવે છે, જે હઝરત ઇબ્રાહિમ અલૈ. સાથે બન્યો હતો, એટલે કે હઝરત ઇસ્માઈલ અલૈ.ની કુરબાની આપતી વખતે શેતાને આવીને આપને બહેકાવ્યા હતા અને આપે તેને કાંકરા માર્યા હતા અથવા તો જ્યારે હઝરત ઇસ્માઈલ અલૈ.ના બદલે મેંઢો આપને કુરબાની માટે આપવામા આવ્યો, તો તે છૂટી જઈને ભાગ્યો હતો અને તેને હઝરત ઇબ્રાહીમ અલૈ.એ કાંકરા માર્યા હતા. પરંતુ કોઈ સહીહ હદીસમાં નબી સલ્લ.ની આ રિવાયત મળતી નથી કે 'રમી-એ-જિમાર' (પથ્થર મારવા)નું આ કારણ છે.

આ બધી જ વસ્તુઓ કોઈ બહુ જ મોટા કામની તાલીમ છે, જે ઈસ્લામ મુસલમાનો પાસેથી લેવા માંગે છે. આથી જ દરેક મુસલમાન ઉપર, જે કા'બા સુધી પહોંચવાની શક્તિ ધરાવતો હોય, હજ્જ ફરજિયાત કરવામાં આવી છે, જેથી શક્ય એટલી હદે દરેક જમાનામાં વધારેમાં વધારે મુસલમાનો એવા હોય, જે આ સંપૂર્ણ તાલીમમાંથી પસાર થઈ ચૂક્યા હોય.

## હજ્જ એક સામૂહિક ઈબાદત છે :

પરંતુ તમે હજ્જના ફાયદાઓનો ખરેખરો અંદાજ નહીં કાઢી શકો, જ્યાં સુધી આ વાત તમારી નજર સમક્ષ ન હોય કે એક મુસલમાન એકલો હજ્જ કરતો નથી, બલ્કે સમગ્ર જગતના મુસલમાનો માટે હજ્જનો એક જ સમય રાખવામાં આવ્યો છે અને લાખોની સંખ્યામાં મુસલમાનો એકી સાથે મળીને હજ્જ અદા કરે છે. અગાઉ મેં જે કંઈ વર્ણવ્યું છે, તેનાથી તો તમારા સામે માત્ર આ જ વાત આવી છે કે વ્યક્તિગત રીતે એક હાજી ઉપર આ ઈબાદતની અસર થાય છે. હવે હું આગળના ખુત્બામાં તમને એ બતાવીશ કે દુનિયાભરના મુસલમાનો માટે હજ્જનો એક જ સમય નક્કી કરીને એ ફાયદાઓને કેવી રીતે લાખો ગણા વધારી દેવામાં આવ્યા છે. ઈસ્લામની ખૂબી આ જ છે કે એક કાંકરે બે પક્ષી નહીં, હજારો આશયો પામી લે છે. અલગ રીતે નમાઝ પઢવાના જ કંઈ ઓછા ફાયદા ન હતા, પણ તેના સાથે જમાઅતની શરત સાંકળીને અને ઈમામતનો નિયમ બનાવીને તેમજ જુમ્આ અને ઈદની મોટી જમાઅતો બનાવીને એ ફાયદાઓ બેહદ વધારી દીધા છે. વ્યક્તિગત રોઝા રાખવા પણ વ્યક્તિની સુધારણા અને તાલીમનું અસરકારક સાધન હતું, પરંતુ સૌ મુસલમાનો માટે રમઝાનનો એક જ માસ ઠરાવીને તેના ફાયદા એટલી હદે વધારી દેવામાં આવ્યા છે કે આપણે ગણી શકતા નથી. ઝકાત અલગ-અલગ આપવામાં પણ અનેક ખૂબીઓ હતી, પણ તે માટે 'બયતુલમાલ'ની વ્યવસ્થા ઠરાવીને તેની નફાકારકતા એટલી વધારી દીધી છે કે તેનો તમે ત્યાં સુધી અંદાજ કાઢી શકતા નથી, જ્યાં સુધી ઈસ્લામી રાજ્ય ન સ્થપાય અને તમે સગી આંખે એ ન જુઓ કે બધા મુસલમાનોની ઝકાત એક ઠેકાણે એકત્ર કરીને એક વ્યવસ્થા હેઠળ હકદારો વચ્ચે વહેંચવાની શું બરકતો છે. આ જ વસ્તુ હજ્જને પણ લાગુ પડે છે. એક-એક માણસ હજ્જ કરે, તો પણ તેના જીવનમાં એક મહાન ક્રાંતિ થઈ શકે છે, પરંતુ સમગ્ર વિશ્વના મુસલમાનો માટે એક જ સમયે, એક જ સાથે મળીને હજ્જ કરવાનો નિયમ ઠરાવીને તેના ફાયદાઓ અસીમ બનાવી દેવામાં આવ્યા છે. આ વિષય વિગતવાર ચર્ચા માગી લે તેવો છે, જેથી ઇન્શાઅલ્લાહ આગામી ખુત્બામાં તેની વિગતવાર ચર્ચા કરીશ.



પ્રકરણ – ૪

# હજ્જનું વિશ્વ-વ્યાપી સંમેલન

## હજ્જના ફાયદાઓ :

### આલમે-ઈસ્લામમાં પ્રવૃત્તિનો સંચાર :

મુસલમાન ભાઈઓ ! આપ જાણો છો કે એવા મુસલમાન, જેમના ઉપર હજ્જ ફરજિયાત છે, અર્થાત્ જેઓ કા'બા સુધી જવાની શક્તિ ધરાવતા હોય, તે એક-બે તો હોતા નથી. દરેક વસ્તીમાં એમની સારી એવી સંખ્યા હોય છે. દરેક શહેરમાં સેંકડો અને દરેક દેશમાં લાખો જ હોય છે અને દર વર્ષે એમના પૈકી ઘણાં લોકો હજ્જનો ઇરાદો કરીને નીકળે છે. હવે જરા વિચારો, દુનિયાના ખૂણે-ખૂણામાં જ્યાં-જ્યાં પણ મુસલમાનો વસે છે, હજ્જની મોસમ આવતાંની સાથે જ કેવી રીતે ઇસ્લામના જીવનમાં પ્રવૃત્તિનો સંચાર થઈ જાય છે, કેવી હલચલ પેદા થઈ જાય છે અને કેટલા સમય સુધી ચાલુ રહે છે. લગભગ રમઝાન માસથી ઝિલ્કઅદ સુધી દુનિયાના જુદા-જુદા ભાગોમાંથી વિવિધ લોકો હજ્જની તૈયારીઓ કરીને નીકળે છે અને બીજી બાજુ ઝિલ્હજ્જના અંતથી સફર, મુહર્રમ સુધી પાછા ફરવાનો ક્રમ ચાલુ જ રહે છે. આ ચાર મહિનાની મુદતમાં જાણે ધરતી-પટ ઉપર મુસ્લિમ વસ્તીઓમાં એક પ્રકારની સતત દીની પ્રવૃત્તિ ચાલુ રહે છે. જે લોકો હજ્જ માટે જાય છે અને હજ્જ કરીને પાછા ફરે છે, તેઓ તો દીની વાતાવરણથી તરબોળ થઈ જાય છે, પરંતુ જેઓ નથી જતા, તેઓ પણ હાજીઓને વળાવવા જવામાં જુદી-જુદી વસ્તીઓમાંથી પસાર થવામાં, ત્યાર બાદ તેઓ પાછા ફરે, ત્યારે તેમના સ્વાગતમાં અને તેમના મુખે હજ્જની વાતો સાંભળવામાં થોડા-ઘણાં પ્રમાણમાં આ રસનો આસ્વાદ માણી જ લે છે.

જ્યારે એક હાજી હજ્જનો ઇરાદો કરે છે અને આ સાથે જ તેના ઉપર અલ્લાહનો ડર અને સંયમ, તૌબા અને ઇસ્તિગફાર તેમજ નેક ચારિત્ર્યની અસરો પડવાની શરૂ થઈ જાય છે અને તેઓ પોતાના સગા-સ્નેહીઓ, મિત્રો, વ્યવહારની

વ્યક્તિઓ અને દરેક જાતના સંબંધીઓથી એવી રીતે વિદાય લેવા અને પોતાનો વ્યવહાર સ્વચ્છ કરવા માંડે છે, જાણે હવે તે પહેલાં જેવો રહ્યો નથી, બલ્કે ખુદા તરફ ધ્યાન થઈ જવાના કારણે તેનું હૃદય શુદ્ધ થઈ રહ્યું છે. તો જરા વિચારો કે એક હાજીની આ હાલતની અસર કેટ-કેટલા લોકો ઉપર પડતી હશે ! અને જો દર વર્ષે દુનિયાના વિવિધ ભાગોમાં સરેરાશ એક લાખ માણસો પણ આ હજ્જ માટે તૈયાર થતા હોય, (હવે તો આ સંખ્યા લાખોની થઈ ગઈ છે) તો તેમની અસર કેટલા લાખ માણસોના ચારિત્ર્ય ઉપર પડતી હશે ? પછી હાજીઓના કાફલા, જ્યાં-જ્યાંથી પસાર થતા હશે, ત્યાં તેમને જોઈને, તેમને મળીને, તેમના 'લબ્બૈક'ના પોકાર સાંભળીને કેટલા લોકોના હૃદય ઉષ્મા પામતા હશે. કેટલાનું ધ્યાન અલ્લાહ તરફ અને અલ્લાહના ઘર તરફ દોરાતું હશે અને કેટલા લોકોનો સુષુપ્ત આત્મા હજ્જના ઉમળકાથી ગતિમાન થઈ જતો હશે. પછી જ્યારે આ લોકો પોતાના કેન્દ્રથી પાછા પોત-પોતાની વસ્તીઓ તરફ દુનિયાના વિવિધ ભાગોમાં હજ્જનો સંદેશ લઈને પાછા ફરતા હશે અને લોકો એમના સાથે મળતા હશે, તો એમની હાલત જોઈને અને તેમની વાતો સાંભળીને, અલ્લાહના ઘરનું વર્ણન સાંભળીને અસંખ્ય વર્તુળોમાં દીની લાગણીઓ જાગૃત થઈ જતી હશે.

## ઈસ્લામી જગતની જાગૃતિની ઋતુ :

જો હું એમ કહું તો અસ્થાને નહીં ગણાય કે જેવી રીતે રમઝાન માસ તમામ ઈસ્લામી દુનિયામાં તકવાની ઋતુ છે, એવી જ રીતે હજ્જની મોસમ તમામ જગતમાં ઈસ્લામના જીવન અને જાગૃતિનો જમાનો છે. આ રીતે શરીઅત (જીવન-પદ્ધતિ)ના નિયમો ઘડનાર ડહાપણવાળાએ એવી-એવી અનુપમ વ્યવસ્થા કરી દીધી છે કે ઇન્શાઅલ્લાહ કયામત સુધી ઈસ્લામનું વિશ્વ-વ્યાપી આંદોલન ખતમ થઈ શકતું નથી. દુનિયાની સ્થિતિ ગમે તેટલી બગડે અને જગત ગમે તેટલું ખરાબ બની જાય, પણ આ કા'બાનું ઈસ્લામી કેન્દ્ર, દુનિયાના શરીરમાં એવું તો ગોઠવી દેવામાં આવ્યું છે, જેમ કે માનવીના શરીરમાં હૃદય ચાલતું રહે. માણસ મરી શકતો નથી, ચાહે બિમાર પડવાના કારણે તે હલન-ચલન કરવા માટે પણ અશક્ત બની ગયો હોય. આવી જ રીતે ઈસ્લામી દુનિયાનું આ હૃદય પણ દર વર્ષે દૂર-દૂર આવેલી તેની નસોમાંથી લોહી ખેંચતું રહે છે અને પછી તેને એક-એક નસ સુધી ફેલાવી દે છે. જ્યાં સુધી હૃદયની આ ગતિ ચાલુ છે અને જ્યાં સુધી લોહી ખેંચવા અને ફેલાવવાનો ક્રમ ચાલી રહ્યો છે, ત્યાં સુધી આ શરીરનું જીવન ખતમ થાય તે મુશ્કેલ છે, ચાહે રોગોના કારણે તે કેટલુંય જીર્ણ બની જાય.

## મિલ્લતની એકતાનું હર્ષભર્યું દશ્ય :

જરા આંખો મીંચીને પોતાના દિલમાં એ ચિત્રની કલ્પના કરી જુઓ કે પૂર્વ,

પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણમાંથી અસંખ્ય કોમો અને દેશોમાંથી લોકો સેંકડો માર્ગો વડે એક જ કેન્દ્ર તરફ ચાલ્યા આવે છે. આકાર અને રંગ-રૂપ જુદા છે, ભાષાઓ વિવિધ છે, પોશાક જુદા છે, પણ કેન્દ્રના પાસે એક ખાસ હદ ઉપર પહોંચતા જ સૌ પોત-પોતાના કોમી અને રાષ્ટ્રીય પોશાક ઊતારી નાખે છે. 'એહરામ'નો ગણવેશ ધારણ કર્યા પછી જાહેરમાં દેખાવા માંડે છે કે જગતના સુલ્તાન અને ધરતી અને આકાશોના સમ્રાટનું આ લશ્કર, જે દુનિયાની હજારો કોમોમાંથી ભરતી દ્વારા રચવામાં આવ્યું છે, એક જ બાદશાહનું લશ્કર છે. આજ્ઞાપાલન અને બંદગીનું એક જ નિશાન એ સૌના ઉપર લાગેલું છે, એક જ વફાદારીના સંબંધમાં સૌ બંધાયેલા છે અને એક જ પાટગનર તરફ પોતાના બાદશાહની હજૂરમાં હાજર થવા માટે જઈ રહ્યા છે. આ ગણવેશ પહેરેલાં સૈનિકો જ્યારે 'મીકાત'થી આગળ વધે છે, તો એમની જીભે આ જ શબ્દો હોય છે –

لَبَّيْكَ اللّٰهُمَّ لَبَّيْكَ، لَبَّيْكَ لَا شَرِيْكَ لَكَ لَبَّيْكَ.

**લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક, લાશરીક લક લબ્બૈક**

ભાષાઓ સૌની જુદી-જુદી છે, પણ નારો સૌનો એક જ છે. પછી જેમ-જેમ કેન્દ્ર નજીક આવતું જાય છે, વર્તુળ સંકોચાઈને નાનું થતું જાય છે. વિવિધ દેશોના કાફલાઓ એકઠા થતા જાય છે અને સૌ ભેગા મળીને એક જ રીતે નમાઝ પઢે છે. સૌનો ગણવેશ એક, ઈમામ એક, હલન-ચલન એક, નમાઝની ભાષા એક, 'અલ્લાહુ અકબર'ના એક જ ઈશારે સૌ ઊઠે છે અને બેસે છે અને રુકૂઅ અને સિજદો કરે છે. સૌ એ જ એક કુર્આને-અરબી પઢે છે અને સાંભળે છે. આમ ભાષા, કોમો, રાષ્ટ્રીયતા અને વંશના ભેદ મટી જાય છે અને ખુદાપરસ્તોની એક વિશ્વ-વ્યાપી જમાઅત અસ્તિત્વમાં આવે છે. પછી જ્યારે આ કાફલાઓ એકી અવાજે 'લબ્બૈક, લબ્બૈક'ના પોકારો કરતાં ચાલે છે, જ્યારે દરેક ચઢાણ અને ઉતરાણ ઉપર આ જ અવાજ ઊઠે છે, જ્યારે કાફલાઓના મિલન વખતે બંને તરફથી આ જ અવાજ ઊઠે છે, જ્યારે નમાઝો વખતે અને પરોઢિયે આ જ અવાજ ગૂંજી ઊઠે છે, ત્યારે એક અજબ વાતાવરણ સર્જાય છે, જેના નશામાં ચકચૂર બનીને માણસ પોતાનું અસ્તિત્વ ભૂલી જાય છે અને એ 'લબ્બૈક'ની હાલતમાં ખોવાઈ જાય છે. પછી કા'બા પહોંચીને તમામ દુનિયામાંથી આવેલા માણસોનું એક જ ગણવેશમાં, એક જ કેન્દ્રની ફરતે ફરવું, પછી સૌનું એકી સાથે 'સફા' અને 'મરવહ' વચ્ચે દોડવું, પછી સૌનું 'મિના'માં રોકાણ કરવું, પછી 'અરફાત' તરફ કૂચ કરવી અને ત્યાં એક જ ઈમામનો ખુત્બો સાંભળવો, પછી સૌનું 'મુઝ્દલિફા'માં રાત્રે મુકામ કરવું, પછી સૌનું એકી સાથે 'મિના' તરફ પાછા ફરવું, પછી એકી સાથે 'જમ્‌ર-એ-ઉકબા' ઉપર

કાંકરા મારવા, પછી એકી સાથે સૌના દ્વારા કુરબાની કરવી, પછી સૌનું એકી સાથે કા'બા તરફ પાછા ફરવું, પછી એકી સાથે એક જ કેન્દ્રની ફરતે નમાઝ પઢવી, આ બધું પોતાની અંદર એક અજબ કેફિયત ધરાવે છે, જેનો દાખલો સમગ્ર વિશ્વમાં ક્યાંય પણ જોવા મળશે નહીં.

## એક ઉદ્દેશ્ય, એક કેન્દ્રમાં સંમેલન :

જગતભરમાંથી આવેલા લોકોનું એક કેન્દ્ર આગળ ભેગા મળવું, અને તે પણ આવી હૃદયની એકતા સાથે, આવા સમાન ખ્યાલ સાથે, આવી પવિત્ર ભાવનાઓ સાથે, આવા શુદ્ધ અને પવિત્ર હેતુસર તથા આવા નેક કાર્ય માટે, હકીકતમાં એટલી મોટી નેઅ્મત છે, જે હઝરત આદમ અલૈ.ની ઓલાદને ઈસ્લામ સિવાય કોઈએ આપી નથી. દુનિયાની કોમો આમ તો કાયમ એક-બીજાને મળતી રહે છે, પણ કેવી રીતે ? રણમેદાનમાં ગળા કાપવા માટે અથવા સંધિ-કરારની બેઠકોમાં, દેશોના વિભાજનો અને કોમોની વહેંચણીમાં તેમજ રાષ્ટ્ર સંઘની બેઠકોમાં; જેથી દરેક કોમ બીજી કોમ વિરુદ્ધ ધોખેબાજી, છેતરપિંડી, કાવત્રા અને અપ્રમાણિકતાની જાળ બિછાવે અને બીજાઓને નુકસાન પહોંચાડીને પોતાનું હિત સાધવાની કોશિશ કરે. તમામ દેશોની કોમોના સામાન્ય લોકોનું સાફ દિલથી મળવું અને હૃદય અને આત્માની એકતા સાથે મળવું, કાર્ય અને હેતુઓની એકરૂપતા સાથે મળવું અને માત્ર એક વખત મળીને છોડી ન દેતાં, હંમેશ માટે દર વર્ષે એક કેન્દ્ર ઉપર આવી રીતે ભેગા થતાં રહેવું, શું આ નેઅ્મત ઈસ્લામ સિવાય આ માનવ-જાતને અન્ય કોઈ જગ્યાએ મળે છે ? દુનિયામાં શાંતિ સ્થાપવા માટે, કોમ-કોમ વચ્ચે શત્રુતા ખતમ કરવા માટે અને લડાઈ-ઝઘડાની જગ્યાએ પ્રેમ, મિત્રતા અને ભાઈચારાનું વાતાવરણ સર્જવા માટે આનાથી વધુ બહેતર ઈલાજ કોઈએ સૂચવ્યો છે ?

## શાંતિ સ્થાપનાનું સૌથી મોટું આંદોલન :

ઈસ્લામ માત્ર આટલું જ નથી કરતો, આનાથી આગળ વધીને તે ઘણું બધું કરે છે. તેણે એ ફરજિયાત બનાવ્યું છે કે વર્ષના જે ચાર માસ હજ્જ અને ઉમરા માટે નક્કી કરવામાં આવ્યા છે, તેમાં કોશિશ કરવામાં આવે કે કા'બા તરફ જતા બધા માર્ગો ઉપર શાંતિ જળવાઈ રહે. આ વિશ્વમાં શાંતિ જાળવવાનું કાયમી આંદોલન છે અને જો દુનિયાની રાજકીય લગામ ઈસ્લામના હાથમાં હોય, તો ઓછામાં ઓછો વર્ષનો ત્રીજો ભાગ તો હંમેશ માટે યુદ્ધ અને લૂંટ-ફાટથી મુક્ત રહી શકે છે.

## વિશ્વમાં એક માત્ર શાંતિનું કેન્દ્ર :

ઇસ્લામે દુનિયાને એવું 'હરમ' આપ્યું છે, જે ક્યામત સુધી અમન (શાંતિ)નું શહેર રહેવાનું છે; જ્યાં માનવીને મારવું તો દૂરની વાત છે, પશુનો શિકાર પણ કરી શકાતો નથી, જ્યાં ઘાસ કાપવાની પણ મનાઈ છે, જેની જમીનમાંથી કાંટો પણ ઉખાડી શકાતો નથી, જ્યાં હુકમ છે કે કોઈની પડેલી વસ્તુને સ્પર્શ પણ ન કરો.

તેણે દુનિયાને એક એવું શહેર આપ્યું છે, જ્યાં શસ્ત્રો લઈ જવાની મનાઈ છે, જ્યાં પુરવઠાની સંગ્રહખોરી દ્વારા ભાવ વધારવો ઇલ્હાદ (અધર્મ) ગણાય છે, જ્યાં જુલ્મ કરનારને અલ્લાહે ધમકી આપી છે કે –

نُذِقْهُ مِنْ عَذَابٍ اَلِيْمٍ.

"અમે તેને પીડાજનક સજા આપીશું."

## અસલી સમાનતાનું કેન્દ્ર :

તેણે દુનિયાને એવું કેન્દ્રીય મથક આપ્યું છે, જેના વિષે કહેવામાં આવ્યું છે કે –

سَوَآءَ نِ الْعَاكِفُ فِيْهِ وَالْبَادِ.

"જેને અમે સૌ લોકો માટે બનાવી છે." (સૂરઃહજ્જ, આ. ૨૫)

અર્થાત્, અહીં સૌ મનુષ્યોના હક્ક સમાન છે. જે ખુદાની બાદશાહી અને હઝરત મુહમ્મદ સલ્લ.નું માર્ગદર્શન સ્વીકારીને ઇસ્લામની બિરાદરીમાં દાખલ થઈ જાય, ચાહે કોઈ અમેરિકી હોય કે આફ્રિકી, ચીની હોય કે ભારતીય, જો તે મુસલમાન થઈ જાય તો મક્કાની ભૂમિ ઉપર તેના એ જ હક્કો છે, જે ખુદ મક્કાવાળાઓના છે. 'હરમ'નો સમગ્ર વિસ્તાર મસ્જિદ જેવો છે. જે કોઈ મસ્જિદમાં જઈને જે જગ્યાએ બેસી જાય તે તેની છે, કોઈ તેને ત્યાંથી ઉઠાવી શકતો નથી, ન તો તેના પાસેથી ભાડું જ માંગી શકે છે. પરંતુ કોઈ ભલે અહીં જીવનભર બેસી રહ્યો હોય, તેને એમ કહેવાનો હક્ક નથી કે આ જગ્યા મારી મિલ્કત છે, તે એને વેચી શકતો નથી, તેનું ભાડું લઈ શકતો નથી. એટલે સુધી કે એ માણસ જ્યારે એ જગ્યાએથી ઊઠી જાય, તો બીજાને પણ ત્યાં જ બેસી જવાનો એવો જ હક્ક છે, જેવો આગળના માણસને હતો. આવી જ સ્થિતિ મક્કાના સંપૂર્ણ 'હરમ'ની છે.

નબી સલ્લ.એ ફરમાવ્યું કે –

مَكَّةُ مُنَاخٌ لِّمَنْ سَبَقَ.

અર્થાત્, "જે વ્યક્તિ આ શહેરમાં કોઈ સ્થળે આવીને પહેલી ઊતરે, તે સ્થળ તેનું જ છે."

ત્યાંના મકાનોનું ભાડું લેવું યોગ્ય નથી. હઝરત ઉમર રદિ.એ ત્યાંના લોકોને હુકમ આપ્યો હતો કે પોતાના મકાનોની આસ-પાસ આંગણામાં દરવાજા ન લગાડો, જેથી કોઈ ચાહે તમારા આંગણામાં આવીને રોકાઈ શકે. કેટલાક ઇસ્લામી કાયદા શાસ્ત્રીઓનું તો અહીં સુધી કહેવું છે કે મક્કા શહેરના મકાનો ઉપર કોઈનો માલિકી હક્ક નથી અને ન તો વારસામાં જ આપી શકાય છે.

શું ઇસ્લામ સિવાય આ નેઅ્મતો માનવીને અન્ય કોઈ જગ્યાએથી પણ મળી શકે છે ?

ભાઈઓ ! આ છે એ હજ્જ, જેના વિષે ફરમાવવામાં આવ્યું હતું કે આને કરી જુઓ, આમાં તમારા માટે અસંખ્ય ફાયદાઓ છે. મારી જીભમાં એટલી તાકાત નથી કે એ બધા જ ફાયદાઓ હું ગણાવી શકું. તેમ છતાં આના ફાયદાઓનું આ જે નાનકડું ચિત્ર મેં તમારા સામે રજૂ કર્યું છે, તેનાથી જ તમે સમજી શકો છો કે આ કેવી વસ્તુ છે.

## આપણે કદરદાન નથી :

પરંતુ આ બધું સાંભળ્યા પછી જરા મારા દાઝેલા હૃદયની પણ થોડી વાત સાંભળી લો ! તમે વંશ-પરંપરાગત મુસલમાનોની હાલત એ બાળક જેવી છે, જે હીરાની ખાણમાં પેદા થયો હોય. આવો બાળક, જ્યારે ચારે તરફ હીરા-જ-હીરા નિહાળે છે અને પથ્થરોની જેમ હીરાઓથી રમે છે, ત્યારે તેની નજરમાં હીરાની કદર જેવી થઈ જાય છે, એવી જ હાલત તમારી પણ છે કે દુનિયા જે નેઅ્મતોથી વંચિત છે, જેનાથી વંચિત રહેવાના કારણે તે ભારે મુસીબતો અને કષ્ટ સહન કરી રહી છે, એ નેઅ્મતો તમને સાવ મફતમાં કોઈ પણ શોધખોળ વિના માત્ર એટલા કારણસર મળી ગઈ કે સદ્ભાગ્યે તમે મુસલમાનના ઘરમાં જન્મ્યા છો. એ કલ્મ-એ-તૌહીદ, જે મનુષ્યની સર્વ ગૂંચવણભરી સમસ્યાઓને ઉકેલીને એક સરળ સીધો માર્ગ બનાવી આપે છે, બાળપણથી તમારા કાનોમાં પડ્યો. નમાઝ અને રોઝાના કિમતી નુસ્ખાઓ, જે માણસને પશુમાંથી માનવી બનાવે છે અને મનુષ્યોને ભાઈ-ભાઈ, એક-બીજાના હમદર્દ અને

મિત્ર બનાવવા માટે જેનાથી બહેતર નુસ્ખાઓ આજ સુધી શોધી શકાયા નથી, તમને માતાના ખોળામાં જ બાપ-દાદા પાસેથી વારસામાં મળી ગયા. ઝકાતની એ અદ્વિતીય યુક્તિ, જેનાથી માત્ર દિલોની અશુદ્ધિ જ દૂર થતી નથી, બલ્કે દુનિયાનું અર્થતંત્ર પણ સુધરી જાય છે, જેનાથી વંચિત રહીને તમે પોતે સગી આંખે જોઈ રહ્યા છો કે જગતના લોકો એક-બીજાનું શોષણ કરી રહ્યા છે, તમને એવી રીતે મળી ગઈ, જાણે કોઈ ઉસ્તાદ હકીમના પુત્રને કોઈ પણ મહેનત વિના એ નુસ્ખો મળી જાય છે, જે લોકો શોધતા ફરે છે. આવી જ રીતે હજ્જની એ શાનદાર પદ્ધતિ પણ, જે લાજવાબ અસર ધરાવે છે, જેનાથી વધુ શક્તિશાળી સાધન કોઈ આંદોલનને વિશ્વભરમાં ફેલાવવા અને કયામત સુધી જીવિત રાખવા માટે આજ સુધી શોધી શકાયું નથી, જેના સિવાય દુનિયામાં એવી કોઈ વિશ્વવ્યાપી શક્તિ અસ્તિત્વ ધરાવતી નથી, જે આદમ-જાતને ધરતીના દરેક ખૂણેથી ખેંચી લાવીને એક અલ્લાહના નામ ઉપર એક કેન્દ્ર ઉપર એકત્ર કરી દે અને અસંખ્ય પેઢીઓ અને કોમોને એક ખુદાના પૂજારી શુદ્ધ દાનતવાળા અને એકબીજાનું ભલું ઇચ્છનારા જૂથમાં સમાવી દે. હા, આવી અનુપમ પદ્ધતિ પણ તમને કોઈ પણ શોધખોળ વિના તૈયાર હાલતમાં તેમજ સદીઓથી પરંપરાગત ચાલતી દશામાં મળી ગઈ. પણ તમે આ નેઅ્મતોની કોઈ કદર ન જાણી, કેમ કે આંખો ખોલતાં જ આ તમને પોતાના ઘરમાં જ મળી ગઈ. હવે તમે એમના સાથે બિલ્કુલ એવી રીતે રમી રહ્યા છો, જેવી રીતે હીરાની ખાણમાં જન્મનાર નાદાન બાળક હીરાથી રમે છે અને તેને કાંકરા સમજવા લાગે છે. પોતાની અજ્ઞાનતા અને મૂર્ખાઈના કારણે જે ખરાબ રીતે તમે આ જબરજસ્ત દોલત અને શક્તિને વેડફી રહ્યા છો, તેનું દશ્ય જોઈને દિલમાં આગ લાગી જાય છે. એવી સહન-શક્તિ ક્યાંથી લાવવી કે પથ્થર-ફોડનારાના હાથે હીરા નાશ પામતા જોઈને સહન કરી શકાય ?

મારા મિત્રો ! તમે કવિની આ પંક્તિઓ તો સાંભળી જ હશે કે,

ખરે ઈસા અગર બમક્કા રવદ
ચૂં બયાયદ હુજૂઝ ખર બાશદ

અર્થાત્, ગધેડો ચાહે હઝરત ઈસા અલૈ. જેવા પયગંબરનો જ કેમ ન હોય, મક્કાની યાત્રાથી કોઈ લાભ ઉઠાવી શકતો નથી, જો તે ત્યાં જઈ આવે તો પણ જેવો ગધેડો હતો, તેવો જ રહેશે.

નમાઝ-રોઝા હોય કે હજ્જ, આ બધી જ વસ્તુઓ સમજદાર માણસોની કેળવણી માટે છે, પશુઓને શીખવવા માટે નથી. જે લોકો આનો અર્થ ન સમજે, જેમને તેના આશય-હેતુની જ કંઈ પડી ન હોય, ન એ ફાયદા ઉઠાવવાનો ઈરાદો હોય,

જે આ ઈબાદતોમાં ભરેલા પડ્યા છે, બલ્કે જેમના મગજમાં આ ઈબાદતોના આશય અને હેતુનો ખ્યાલ સુદ્ધાં પણ ન હોય, તેઓ જો આ કાર્યોની નકલ એવી રીતે કરી નાખે, જેવી રીતે તેમનાં પૂર્વજોને તેમણે કરતા જોયા છે, તો આનાથી આપણે કયા પરિણામની અપેક્ષા રાખી શકીએ ? દુર્ભાગ્યે આજ-કાલના મુસલમાનો સામાન્ય રીતે આ જ પ્રમાણે આ કાર્યો કરી રહ્યા છે. દરેક ઈબાદતનું જેવું બાહ્ય સ્વરૂપ નક્કી કરી દેવામાં આવ્યું છે, તેવું જ તેને બનાવી નાખે છે, પણ તે સ્વરૂપ તો આત્મા વિનાનું હોય છે. તમે જુઓ છો કે દર વર્ષે હજારો હાજીઓ ઈસ્લામના કેન્દ્રીય મથક તરફ રવાના થાય છે અને હજ્જનું બહુમાન પામીને પાછા ફરે છે, પરંતુ ન તો જતી વેળાએ જ એમના ઉપર એ અસલ સ્થિતિ છવાયેલી હોય છે, જે 'હરમ'ના મુસાફર ઉપર છવાયેલી હોવી જોઈએ, ન તો પાછા આવીને જ તેમના અંદર કોઈ અસર વર્તાય છે. આવી જ રીતે; ન તેઓ આ મુસાફરી દરમ્યાન એ વસ્તીઓના મુસલમાનો અને બિનમુસ્લિમો ઉપર પોતાના ચારિત્ર્યની કોઈ સારી છાપ જ ઉપજાવે છે, જ્યાંથી તેઓ પસાર થાય છે. બલ્કે ઊલ્ટાનું તેમના અંદર ઘણાં-ખરા એવા લોકો સામેલ હોય છે, જેઓ પોતાની ગંદકી, અશિષ્ટતા અને નૈતિક પતનના પ્રદર્શન દ્વારા ઈસ્લામની આબરૂ ઉપર કલંક લગાડે છે. એમનું જીવન જોઈને અન્ય લોકો ઉપર આ દીનની મહાનતાની છાપ ઊપસે એ તો દૂર રહ્યું, ખુદ પોતાના જ લોકોમાં પોતાની આબરૂ ગુમાવી બેસે છે અને આ જ કારણ છે કે આજે આપણી કોમના ઘણાં-ખરા યુવકો આપણને જ પૂછે છે કે જરા આ હજ્જના ફાયદાઓ તો અમને બતાવો !

જો કે આ હજ્જ તો એ વસ્તુ હતી કે જો તેને એના અસલ સ્વરૂપમાં અદા કરવામાં આવતી હોત, તો ઈન્કાર કરનારા પણ તેના ફાયદાઓ નજરે નિહાળીને ઈમાન લઈ આવ્યા હોત ! કોઈ આંદોલનના લાખો સભ્યો દર વર્ષે દુનિયાનાં જુદા-જુદા ભાગોમાંથી ખેંચાઈ આવીને એકત્ર થાય અને પછી પોત-પોતાના દેશોમાં પાછા જાય, દેશ-દેશ, નગર-નગર, જ્યાં-જ્યાંથી પસાર થાય, પોતાના શુદ્ધ જીવન, શુદ્ધ વિચારો અને શુદ્ધ ચારિત્ર્ય દેખાડતા જાય. જ્યાં-જ્યાં થોભે અને જ્યાંથી પસાર થાય, ત્યાં પોતાના આંદોલનના સિદ્ધાંતોનો પ્રચાર માત્ર ન કરે, પણ પોતાના 'એહરામ'ના ગણવેશ વડે અને પોતાના 'એહરામ-બદ્ધ' જીવન વડે એમને મૂર્ત સ્વરૂપમાં કરી પણ દેખાડે અને આ કામ વર્ષોના વર્ષ નહિં, પણ સૈકાઓ સુધી અવિરતપણે ચાલતું રહે; પછી જરા વિચાર તો કરી જુઓ કે આ પણ કોઈ એવી વસ્તુ હતી, જેના ફાયદાઓ પૂછવાની જરૂર ઊભી થાત ? ખુદાના સોગંદ ! જો આ કાર્ય સાચી રીતે થતું તો આંધળા લોકો પણ તેના ફાયદાઓ નિહાળતા, બહેરાઓના કાને પણ આના ફાયદાઓ પહોંચ્યા હોત. દર વર્ષે હજ્જ કરોડો મુસલમાનોને નેક

બનાવતી હોત, હજારો બિનમુસ્લિમો ઉપર તેની મહાનતાની અમીટ છાપ પડી હોત. પણ હાય અજ્ઞાનતા ! અજ્ઞાનીઓના હાથમાં પડીને આ બહુ-મૂલ્ય વસ્તુ કેવી ખરાબ રીતે વેડફવામાં આવી રહી છે !

## હજ્જના પૂરા લાભો મેળવવાની પદ્ધતિ :

હજ્જના પૂરે-પૂરા ફાયદા મેળવવા માટે જરૂરી હતું કે ઇસ્લામના કેન્દ્રીય મથકમાં કોઈ તો એવો હોત, જે આ વિશ્વ-વ્યાપી શક્તિનો ઉપયોગ કરતો. કોઈ એવું હૃદય હોત, જે દર વર્ષે જગતના મુસ્લિમોના શરીરમાં શુદ્ધ લોહી વહેવડાવતું હોત. કોઈ એવું દિમાગ હોત, જે આ અલ્લાહના મોકલેલા લાખો સંદેશવાહકો મારફત સારાય વિશ્વમાં ઇસ્લામના સંદેશને ફેલાવવાની કોશિશ કરતું, અને કંઈ નહીં તોય ઓછામાં ઓછું એટલું પણ થાત કે ત્યાં શુદ્ધ ઇસ્લામી જીવનનો એક સંપૂર્ણ નમૂનો જ મોજૂદ હોત અને દર વર્ષે મુસલમાનો ત્યાંથી સાચી દીનદારીનો પાઠ ભણીને પાછા આવતા. પણ હાય અફસોસ ! ત્યાં આમાંનું કશું જ નથી. લાંબા સમયથી આરબ પ્રદેશમાં અજ્ઞાનતા પ્રવર્તી રહી છે. અબ્બાસીઓના યુગથી લઈને ઉસ્માનીઓના યુગ સુધી દરેક યુગના શાસકો પોતાના રાજકીય સ્વાર્થ ખાતર આરબોને વિકસાવવાને બદલે સૈકાઓથી સતત પતન તરફ લઈ જવાની કોશિશ કરી રહ્યા છે. તેમણે આરબ પ્રજાને જ્ઞાન, ચારિત્ર્ય, સભ્યતા, દરેક વસ્તુમાં પતનની ચરમ સીમા સુધી પહોંચાડી દીધી છે. પરિણામે એ ભૂમિ જ્યાંથી ક્યારેક ઇસ્લામનો પ્રકાશ તમામ જગતમાં પ્રસર્યો હતો, આજે એ જ અજ્ઞાનતાની નજીક પહોંચી ગઈ છે, જેમાં તે ઇસ્લામ પહેલાં હતી. હવે ન ત્યાં ઇસ્લામનું જ્ઞાન છે, ન તો ઇસ્લામી ચારિત્ર્ય કે નથી ઇસ્લામી જીવન ! લોકો દૂર-દૂરથી ઊંડી શ્રદ્ધા સાથે પવિત્ર 'હરમ'ની મુસાફરી કરે છે, પણ આ પ્રદેશમાં પહોંચીને જ્યારે ચારે બાજુ તેમને અજ્ઞાનતા, ગંદકી, લાલચ, નિર્લજ્જતા, દુનિયાની લાલસા, ચારિત્ર્યનો અભાવ, ગેરવ્યવસ્થા અને સામાન્ય પ્રજાનું બધી જ રીતે પતન પામેલું જીવન દેખાય છે, તો તેમની અપેક્ષાઓ પડી ભાંગે છે ! હદ તો એ છે કે અનેક લોકો તો હજ્જ કરીને પોતાના ઈમાનમાં વૃદ્ધિને બદલે તેમાં ઘટાડો કરીને આવે છે ! એ જ પુરાણી મહંતગીરી, જે હઝરત ઇબ્રાહીમ અલૈ. અને હઝરત ઇસ્માઈલ અલૈ. પછી અજ્ઞાનતા કાળમાં કા'બા ઉપર ચઢી હતી અને જેને રસૂલુલ્લાહ સલ્લ.એ આવીને સમાપ્ત કરી હતી, આજે ફરીથી જીવિત થઈ ગઈ છે.

'હરમે-કા'બા'ના વ્યવસ્થાપકો ફરીથી એ જ રીતે મહંત બની બેઠાં છે. ખુદાનું ઘર એમના માટે મિલકત બની ગયું છે અને આ ઘર ઉપર શ્રદ્ધા ધરાવનારાઓને તેઓ ગ્રાહકો (Clients) સમજે છે. દેશ-દેશમાં મોટા પગારદાર એજન્ટો નીમવામાં આવ્યા છે, જે ગ્રાહકોને ઘેરી લાવીને મોકલે. દર વર્ષે અજમેરના ખાદિમોની જેમ દલાલોના

ટોળાં અને યાત્રા-પ્રવાસના એજન્ટો મક્કાથી નીકળે છે, જેથી દુનિયાના દેશ-દેશમાંથી ગ્રાહકોને ઘેરીને લાવે. કુર્આનની આયતો અને હદીસોમાંથી હુકમો સંભળાવીને હજ્જ માટે તૈયાર કરવામાં આવે છે. આમ કરવાનો આશય તેમને ખુદા તરફથી તેમની ફરજ યાદ દેવડાવવાનો નથી હોતો, બલ્કે આવી રીતે હુકમો સાંભળીને આ લોકો હજ્જ માટે નીકળે તો તેમની આવકનું સાધન બને તે છે. જાણે કે અલ્લાહત્આલા અને તેના રસૂલ સલ્લ.એ આ સઘળી વસ્તુઓ આ જ મહંતો અને તેમના દલાલોના ઉછેર માટે વિકસાવી હતી. જ્યારે આ ફરજ પૂરી કરવા માણસ ઘરથી નીકળે છે, તો મુસાફરીના આરંભથી તેના અંત સુધી દરેક સ્થળે તેને ધાર્મિક મજૂરો અને દીની ધંધાદારીઓ ભટકાય છે. મુઅલ્લિમ, મુતવ્વિફ, કલીદ બરદારે-કા'બા અને હિજાઝનું રાજ્ય પોતે પણ, સૌ આ વેપારમાં ભાગીદાર છે. હજ્જની બધી જ વિધિઓ પૈસા લઈને કરાવવામાં આવે છે. કોઈ મુસલમાન માટે 'ખાન-એ-કાબા'ના દ્વાર ફી વગર ઊઘડી શક્તા નથી. નઊઝુબિલ્લાહ મિન ઝાલિક (અલ્લાહની પનાહ). આ ધંધાદારી મહંતો જેવી હાલત, એ દીનના કહેવાતા સેવકો અને કેન્દ્રીય ઇબાદતગાહના મુજાવરોએ અપનાવી રાખી છે, જેણે મહંતગીરીના ધંધાને નિર્મૂળ કર્યો હતો. જુઓ તો ખરા, જ્યાં ઇબાદત કરવાનું કામ મજૂરી અને વેપાર બની ગયું, જ્યાં ઇબાદતોગાહોને આવકનું સાધન બનાવી દેવામાં આવી હોય, જ્યાં અલ્લાહના હુકમોને એટલા માટે વાપરવામાં આવતા હોય, જેથી ખુદાનું નામ સાંભળીને લોકો ફરજ પૂરી કરવા માટે લાચાર બને અને આ બળના જોરે એમના ખિસ્સા ખાલી કરવામાં આવે, જ્યાં માણસને ઇબાદતની દરેક વિધિ પૂરી કરવા માટે વળતર ચૂકવવું પડતું હોય અને દીની સદ્‌ભાગ્ય એક વેપારની વસ્તુ બની ગઈ હોય, એવા સ્થળે ઇબાદતનો આત્મા વળી ક્યાં રહે ? કેવી રીતે તમે આશા રાખી શકો કે હજ્જ કરનારાઓને ઇબાદતના સાચા નૈતિક અને

- સ્પષ્ટ રહે કે આ ખુત્બો ઇ.સ. ૧૯૩૮માં આપવામાં આવ્યો હતો. ત્યારથી આજ સુધી પરિસ્થિતિમાં ઘણો સુધારો થઈ ચૂક્યો છે અને સાઊદી આરબની સરકાર હજુ વધુ સુધારણા માટે પ્રયત્નશીલ છે. અરબસ્તાનમાં શિક્ષણનો ફેલાવો પણ થઈ રહ્યો છે. રિયાધ, મક્કા-એ-મુકર્રમહ, જિદ્દાહ વગેરે શહેરોમાં શરીઅતની તાલીમ માટે ઉચ્ચ કક્ષાની સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. મદીન-એ-તય્યિબહમાં એક 'જામિઆ-એ-ઇસ્લામિયહ'એ મોટા પાયે કામ શરૂ કરી દીધું છે. મક્કા-એ-મુકર્રમહમાં 'રાબિતા-એ-આલમે ઈસ્લામી' નામની ઇસ્લામી આલમના એક આંતરરાષ્ટ્રીય સંગઠનની સ્થાપના કરવામાં આવી છે, જે હજ્જના ઇજ્તિમાઅ (સંમેલન)નો લાભ લઈને તમામ મુસલમાન કોમોમાં દીની ભાવના કેળવવાની પૂરી કોશિશ કરી રહ્યું છે. આ દૃષ્ટિએ પરિસ્થિતિ મહદ્‌અંશે સંતોષજનક છે. હવે બે બાબતો પ્રત્યે વિશેષ ધ્યાન આપવાની જરૂર છે : એક એ કે હરમૈન શરીફની ભૂમિનું પાશ્ચાત્ય સંસ્કૃતિના પૂર સામે રક્ષણ કરવામાં આવે; બીજું એ કે મુઅલ્લિમની કાર્ય-પદ્ધતિમાં સુધારો કરવામાં આવે. અલ્લાહ કરે કે સાઊદી સરકાર આ બાબતમાં યોગ્ય ઉપાયો અમલમાં મૂકે.

આત્મિક ફાયદાઓ પ્રાપ્ત થશે, જયારે આ સઘળું કાર્ય એક તરફ વેપારી અને બીજી તરફ ખરીદારના માનસથી થઈ રહ્યું છે.*

આ વર્ણવવાનો મારો આશય કોઈને દોષ દેવાનો નથી, પણ માત્ર આપ સૌને એ બતાવવાનો છે કે હજ્જ જેવી શાનદાર અને મહાન શક્તિને આજે કઈ વસ્તુએ લગભગ બિનઅસરકારક બનાવી દીધી છે. આ ગેરસમજ કોઈના દિલમાં ન રહેવી જોઈએ કે ઇસ્લામમાં અને તેણે શરૂ કરેલી પદ્ધતિઓમાં કોઈ ઊણપ છે. નહીં, ખામી હકીકતમાં એ લોકોમાં છે, જેઓ ઇસ્લામનું સાચું અનુકરણ કરતા નથી. આ તમારી પોતાની કરણીના ફળ છે કે જે પદ્ધતિઓ તમને માનવતાનો સંપૂર્ણ નમૂનો બનાવવાની હતી અને જેમના ઉપર અમલ કરીને તમે દુનિયાના સુધારક અને લીડર બની શકતા હતાં, એમનાથી આજે કોઈ સારૂં ફળ ઉપજતું દેખાતું નથી અને હાલત એટલી હદે બગડી છે કે લોકોને આ પદ્ધતિઓના ફાયદાકારક હોવામાં જ શંકા થવા લાગી છે. તેનું દૃષ્ટાંત એ નિષ્ણાંત હકીમ જેવું છે કે, જે કેટલાક સર્વશ્રેષ્ઠ નુસ્ખાઓ મૂકી જાય અને પાછળથી તેના એ નુસ્ખાઓ અનાડી અને અણઘડ અજ્ઞાની ઉત્તરાધિકારીઓના હાથમાં આવીને બેકાર પણ થઈ રહ્યા હોય અને બદનામ પણ થઈ રહ્યા હોય. નુસ્ખાઓ તો પોતે પણ ગમે તેટલા સાચા હોય, તેમ છતાં તેનો લાભદાયક રીતે ઉપયોગ કરવા માટે ધંધાની સગવડ અને સમજ અત્યંત જરૂરી છે. અનાડી લોકો એ નુસ્ખાઓ વાપરશે, તો આશ્ચર્ય નહીં થાય કે જો તે ફાયદાકારકને બદલે નુકસાનકારક નીવડે અને અજ્ઞાન લોકો, જેઓ પોતે નુસ્ખાઓને પારખવાની લાયકાત ધરાવતા ન હોય, એ ગેરસમજમાં પડી જાય છે કે નુસ્ખો પોતે જ ખોટો છે.

